# ENGLISH EXERCISES,
## PART III.

BY

REV. T. L. WELLS, B. A.

NINTH EDITION.

SANCTIONED FOR
STANDARD IV. OF HIGH SCHOOLS

# અંગ્રેજી ભાષાંતરપાઠમાળા,
## ભાગ ત્રીજો.

બનાવનાર

રેવરન્ડ ટી. એલ. વેલ્સ, બી. એ.

સુધારેલી નવી આવૃત્તિ—૫,૦૦૦ પ્રત.

હાઈ સ્કૂલના ચોથા ધોરણને માટે
આ પુસ્તક મંજૂર કરેલું છે.

Surat:
Mr. KARSANDAS NARANDAS,
BOOKSELLER, NANAVAT.

1911.



*Price 6 Annas.*

# ENGLISH EXERCISES,

## PART III.

BY

REV. T. L. WELLS, B. A.

NINTH EDITION.

SANCTIONED FOR

STANDARD IV. OF HIGH SCHOOLS.

# અંગ્રેજી ભાષાંતરપાઠમાળા,

## ભાગ ત્રીજો.

બનાવનાર

રેવરન્ડ ટી. એલ. વેલ્સ, બી. એ.

સુધારેલી નવી આવૃત્તિ—૫,૦૦૦ પ્રત.

હાઇસ્કૂલના ચોથા ધોરણને માટે
આ પુસ્તક મંજૂર કરેલું છે.

Surat:

MR. KARSANDAS NARANDAS,
BOOKSELLER : NANAVAT.

1911.



*Price 6 Annas.*

# PREFACE.

The meanings of the more rare words occurring in the exercises are given in an appendix, where the pupil will find, much more readily than in an ordinary dictionary, the proper renderings of those words he may require to search for. In selecting the words to be included in the glossary it was deemed better to insert too many than too few, so that boys of the least retentive memories and with the smallest stock of English words might not be disappointed. The wearisome process of dictating the meanings, which formerly took up so much of the time of the class, will no longer be necessary.

In drawing up the notes, passages in which peculiarity of idiom was observed were left for the free exercise of the pupil's own knowledge of English construction, and when explanatory remarks have been thought necessary, the principle on which they have been made is not that of doing the work for the boy, but that of teaching him how he can do it for himself. The actual English translation of difficult passages is not given, but the paragraphs of Howard's Grammar, and of the two foregoing parts of "English Exercises" are indicated, by reference to which information serving to explain the difficulty and suggest the proper mode of translation will be found. By this method boys will have the rules

and principles of the language, too often learnt merely by rote, illustrated, brought into daily practice, and thereby made a part of their mental constitution. In instances where references could not be made to grammatical text-books and when help seemed needful, analogous sentences have been constructed and the translation of them given, by whose aid, with the use of his own powers of reflection, the learner will be able to translate the passage in the text.

There is the danger of idle and impatient youths preferring to hazard their own crude attempts at the translation of the idiomatic phrases to turning up in their grammar the article pointed out in the notes as throwing light on the subject and taking the trouble to master the difficulty. This danger is to be guarded against. But it is evident that those who have the examining of the exercise book are the only persons that can take measures to prevent this evil, and the author thinks he has done all that lies in his power, when he has thus directed the attention of teachers to the matter.

SURAT, T. L. W.
*8th November, 1873.*

## A HINT TO TEACHERS.

I WISH to direct the attention of teachers to a peculiarity of the vocabulary which I regard as a matter of importance, and which nevertheless might escape the notice of a casual reader. The characteristic I refer to is that every English common noun is given with its appropriate article and not as in common dictionaries without any article at all. The omission of the article is the most frequent mistake made for several years after boys begin to learn English; but this would not be the case were they properly taught from the first. Every effort should be made to make learners feel the necessity of placing an article before the names of the individual members of general classes. Instead of this the present plan tends to *prevent* learners acquiring a knowledge of the necessity of the article. A teacher asks a boy what the English of ઘોડો is, and if the boy answers "horse," the teacher says yes. And then the boy being thus *taught to omit* the article, naturally enough reads "હું ઘોડો જોઉ છુ," "I see horse." Now, there is no such thing in creation as "horse;" "A horse" has a meaning, and so has "the horse," so also "horses" and "the horses" are intelligible terms, but the word horse alone has no meaning to English ears whatever, and suggests nothing so much as that the utterer of it does not know English.

When a boy is asked therefore to give the English word for ઘોડો, he should be taught to say "a horse;" and when he replies "horse," and on all occasions when he uses a class term without an article, the teacher should *stare at him in astonishment* as if he had uttered some unintelligible sound. Were this plan adopted, the boys of the class would soon perceive the necessity of the article, and in a short time would use it as it were intuitively as English boys do.

So also with nouns requiring the definite article. The boys of the class should never be allowed to name the noun without the article. For instance, when the teacher asks the English word for પૃથ્વી, the answer "earth" should not be accepted. "Earth" means મટોડી, and the equivalent of પૃથ્વી is *the* earth, and so the boys should be taught to say.

On this principle therefore I give the article with every noun, and boys should be made to commit all meanings in the same way.

---

## PREFACE TO THE NEW EDITION.

This edition has been revised, and new lessons have been added, by Mr. Munchershaw P. Kaikobad, an old pupil of the Rev. T. L. Wells.

# સાંકળીયું.

# અંગ્રેજી ભાષાંતરપાઠમાળા.

## ભાગ ત્રીજો.

## પાઠ ૧.

### Shall અને Will ના ઉપયોગ વિષે. ભાગ ૧.

### The Uses of Shall and Will. Part I.

૧) તમે શિખી ગયા છો કે Be, Have, Shall અને Will (અને નકારાર્થે અને પ્રશ્નાર્થે Do) એ કાળ બનાવનારા સહાયકારક ક્રિયાપદો (the Tense Auxiliaries) કહેવાય છે. તેમાં shall અને will એ ભવિષ્યકાળ બનાવનારા સહાયકારક છે, એટલે એ સહાયકારક મુખ્ય ક્રિયાપદ આગળ વાપરવાથી ભવિષ્યકાળ થાય છે. પણ shall અને will એકએકને સ્થળે ગમે તેમ વાપરી શકાય નહિ, માટે shall અને will ના જૂદા જૂદા ઉપયોગ ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ.

૨) નિયમ ૧—જ્યારે માત્ર ભવિષ્યકાળનોજ અર્થ દર્શાવવો હોય તો પહેલા પુરૂષ સર્વનામ સાથે shall અને બીજા, ત્રીજા પુરૂષ સર્વનામ સાથે will વપરાય છે. જેમકે—

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | I shall go | We shall go |
| ૨. | Thou wilt go | You will go. |
| ૩. | He will go | They will go. |

૩) **નિયમ ૨**—પણ જો ભવિષ્યકાળની સાથે બોલનાર પોતાની ઇચ્છા બતાવતો હોય, અથવા તો હુકમ, વચન, કે ધમકી કે નક્કીપણું બતાવતો હોય તો પહેલા પુરૂષ સાથે will અને બીજા ત્રીજા પુરૂષ સાથે shall વાપરવો. જેમકે—

| **એકવચન.** | **બહુવચન.** | |
|---|---|---|
| ૧. I will go | We will go | (ઇચ્છા બતાવે છે). |
| ૨. Thou shalt go | You shall go | (હુકમ, વચન વ. બતાવે છે). |
| ૩. He shall go | They shall go | (હુકમ, વચન વ. બતાવે છે). |

૪) I shall go alone—આ વાક્યમાં shall પહેલા પુરૂષ સર્વનામ સાથે વપરાયલો છે, માટે તે ફક્ત ભવિષ્યકાળ બતાવે છે.

I will take you with me—આ વાક્યમાં will પહેલા પુરૂષ સાથે વપરાયો છે માટે તે ઇચ્છા કે નક્કીપણું બતાવે છે.

Thou shalt not steal—આ વાક્યમાં shall બીજા પુરૂષ સાથે આવ્યો છે માટે તે હુકમ બતાવે છે.

He shall get a reward—આ વાક્યમાં shall ત્રીજા પુરૂષ સાથે આવ્યો છે માટે તે વચન બતાવે છે.

He shall be punished—આમાં shall ધમકી બતાવે છે.

૫) સૂચના ૧.—જ્યારે I hope, I think, I am afraid, I suppose એવા સંશયસૂચક વાક્યો આવે ત્યારે I will નહિ વપરાય, કેમકે I will એ નક્કીપણું બતાવે અને I hope વગેરે સંશય બતાવે ત્યારે નક્કીપણું અને સંશય બન્ને સાથે કેમ આવી શકે? I hope I will succeed એ ખોટું છે.

**સૂચના ૨.**—વળી જે ક્રિયા કે કામ આપણી મરજી ઉપર આધાર ન રાખે ત્યાં પણ I will વપરાય નહિ. I will be

unable to come. I will be obliged to go—એમ બોલવું કેવળ ખોટું છે.

સૂચના ૩.—જે વાક્યમાં જો—તો આવે છે તેના બે પક્ષ પડે છે, એક જો—વાળો પક્ષ અને બીજો તો—વાળો પક્ષ. ગુજરાતીમાં તો—વાળા પક્ષમાં જો ભવિષ્યકાળ વપરાયો હોય તો જો—વાળા ભાગમાં પણ ભવિષ્યકાળ વપરાય છે. અંગ્રેજીમાં ઘણું કરીને જો—વાળા ભાગમાં વર્તમાનકાળ વપરાય છે, ભવિષ્યકાળ નથી આવતો. જેમકે જો તમે યત્ન કરશો, તો તમે ફાવશો—If you try, you will succeed. જો તમે મને મદદ કરશો, તો હું તમારો પાડ માનીશ—If you help me, I shall be obliged to you.

## ૬) ભાષાંતર વાક્યો.

ખુશી pleased
વખતસર in time
થોભવું, રાહ જોવી to wait
ટેવ પાડવી to form a habit
માંદો માણસ a patient
આટલું so much, so hard
ભણવું to learn, to study
પેહલા આવવું to stand first
સુધારવું to correct
સારા થવું to recover
વૈદ a physician
ગાળ દેવી to use bad language
ઉપલો વર્ગ a higher class
ચઢાવવું to promote
પરીક્ષા an examination
આઠ વર્ષની ઉમરનો eight years old, eight years of age
શક્તિ talents, powers
નિબંધ an essay
છેક too
ઉતાવળે fast
ધીમે slow
મોટેથી (તાણીને) loud
ધીમે સ્વરે low
નાનપણ childhood
પરોપકાર benevolence

૧. કાલે સૂર્ય પાંચ વાગે ઉગશે. ૨. તું ચોરી કરીશ મા, એવો (such is—) પરમેશ્વરનો હુકમ છે. ૩. તમને જોઇને (to see) અમે ઘણા ખુશી થઇશું. ૪. જો હું આટલું ખાઉં, તો હું મરી જાઉં (જઇશ). ૫. જો ગાળો દેશો તો હું તમને શિક્ષા કરીશ. ૬. મેહતાજી સાહેબ, આજથી હું ખૂબ ભણીશ. ૭. તમારો ઘોડો હું વેચાતો લઇશ (=ખરીદીશ) ૮. જો તમે ખુબ ભણુશો, તો તમને ઉપલા વર્ગમાં (to) ચઢાવશે (Pass. Voice). ૯. જો તમે પરીક્ષામાં પેહેલા આવશો, તો તમને ઇનામ (નક્કી) મળશે. ૧૦. હું ૧૫ મી જૂને આઠ વર્ષની ઉમરનો થઇશ. ૧૧. જો તમે અમને મદદ નહિ કરશો, તો આ પાઠ વખતસર અમે તૈયાર કરી શકીશું નહિ. ૧૨. હું તમારે માટે આ ઠેકાણે થોભીશ. તમે ક્યારે આવશો? ૧૩. છેક ઉતાવળે વાંચો ના. ૧૪. લલ્લુ, તમે છેક ધીમે વાંચો છો ૧૫. જો તમે છેક ઉતાવળે કે છેક ધીમે વાંચશો, તો તમને ખરાબ ટેવ પડશે (=ટેવ પાડશો). ૧૬. સોરાબ, તમે છેક મોટેથી વાંચો છો. ૧૭. કેટલાક છોકરાઓ છેક ધીમે સાદે વાંચે છે. ૧૮. જો તમે નાનપણમાં ખોટી ટેવ પાડશો તો તે ટેવ સુધારવી અઘરી થઇ પડશે (will be). ૧૯. જો તું આ ફળ ખાશે, તો તું (નક્કી) મરી જશે. ૨૦. જે છોકરાઓ ગેરહાજર છે તેમને દંડ કરવામાં આવશે (Pass. Voice). ૨૧. મને આશા છે કે પેલો માંદો માણસ જલદી સારો થશે. ૨૨. ના, વૈદ ધારે છે કે એ સારો નહિ થશે ૨૩. હવે મારા નિબંધમાં તમે એકે ભૂલ જોશો નહિ, કેમકે શિક્ષકે તે સુધાર્યો છે. ૨૪. પરમેશ્વરે બધાંને શક્તિ આપી છે, કોઇને ઘણી, કોઇને થોડી; તમે તમારી શક્તિ કેમ વાપરશો? ૨૫. હું ભલાઇ અને પરોપકારના કામમાં મારી શક્તિ વાપરીશ.

# પાઠ ૨.

## SHALL અને WILL ના ઉપયોગ વિષે. ભાગ ૨.

## The Uses of SHALL and WILL. PART II.

૭) જ્યારે વાક્ય પ્રશ્નાર્થ હોય ત્યારે Shall અને Will વિષેના નિયમો નીચે પ્રમાણે હોય છે:—

| | | | |
|---|---|---|---|
| નિયમ ૧-Shall I go? | Shall we go? | | એમાં Shall અને Will ભવિષ્યકાળની સાથે સામા માણસની મરજી પૂછે છે. |
| Wilt thou go? | Will you go? | | |
| Shall he go? | Shall they go? | | |
| નિયમ ૨-Shall I? | Shall we? | | એમાં Shall અને Will માત્ર ભવિષ્યકાળ બતાવે છે. |
| Shalt thou? | Shall you? | | |
| Will he? | Will they? | | |

૮) Shall I take your book? તમારી ચોપડી લઉં? (તમારી મરજી છે?)

Will you help me? તમે મને મદદ કરશો? (તમારી મરજી છે?)

Shall he call on you to-day? તે તમને આજે મળવા આવે? (તમારી મરજી છે?)

If the train goes so slowly, when shall we reach Bombay? (માત્ર ભવિષ્યકાળ બતાવે છે).

Shall you reach Agra in two days? (માત્ર ભવિષ્યકાળ છે).

Will he come to see us? (માત્ર ભવિષ્યકાળ સૂચવે છે).

Shall Mohan take your book? મોહન તમારી ચોપડી લે? (સામા માણસની મરજી પૂછવી છે માટે shall).

When will Mohan return your book? મોહન તમારી ચોપડી પાછી ક્યારે મોકલશે? (એમાં સામા માણસની મરજી પૂછાય નહિ, માટે will).

સૂચના.—વિદ્યાર્થીએ જોયું હશે કે Will I? ઉપલા બેઉ નિયમોમાં નથી. તેનું કારણ એ છે કે Will I go? (એટલે જવાને મારી મરજી થાય?) એમ કોઇને પૂછવું એ મૂર્ખાઇ ભરેલું છે. આપણી પોતાની મરજી બીજો શું જાણે? માટે Will I એ વપરાયજ નહિ. તેથી Shall I ના બે અર્થ થાય છે—સામાની મરજી અથવા કેવળ ભવિષ્યકાળ જેમકે Shall I see you this evening? (સામાની મરજી). Shall I get a prize this year? (માત્ર ભવિષ્યકાળ).

૯) ભવિષ્યકાળનો અર્થ I am to અને I have to થી કોઇ વખતે દર્શાવાય છે. મારે જવું છે, હું જવાનો છું એમાં ભવિષ્યકાળનો અર્થ છે, પણ તે સાથે તેમાં કાંઇ વિશેષ અર્થ છે, તે નીચેના નિયમ પરથી શિખાશે.

I am to go. He is to come. આમ to be ના રૂપ સાથે સામાન્ય રૂપ આવે ત્યારે તે મનસુબો, ઠરાવ, ધારણા બતાવે છે. I am to go=હું જવાનો છું, મારો વિચાર કે ઠરાવ છે.

I have to go, He has to come. આમ to have ના રૂપ સાથે સામાન્ય કૃદંત આવે ત્યારે તે જરૂરીઆત, દબાણ, ફરજ એવું બતાવે છે.

I have to go=મારે જવું પડે છે, (છુટકો નથી, ન જાઉં તો ન ચાલે).

સૂચના.—એ રૂપના બીજા પણ અર્થ થાય છે પણ નાના વિદ્યાર્થીઓને માટે આટલું હાલ બસ છે.

## ૧૦) ભાષાંતર વાક્યો.

| | |
|---|---|
| (કોઇને) મળવા જવું to call on | પોહો ફાટતાં / મળશકું થતાં at daybreak |
| પાછા back | સૂર્ય ઉગતાં પેહલાં before sunrise |
| શક doubt | ભુંડ a boar |
| વેર revenge | પૂરા પડવું to be a match for |
| અગત્યનું important | બંધ કરવું–થવું to close |
| ઉઠવું to get up, to be up. | રજા holidays |
| રેહેવું to stay | શરૂ થવું, શરૂ કરવું to begin |
| તબેલો a stable | અપમાન કરવું to insult |
| તેને શો લાભ What shall it profit him? | |

૧. તમે અમને મળવા ક્યારે આવશો? ૨. આવતી કાલે આ વખતે અમે તમને મળવા આવીશું. ૩. તમે પાછા ક્યારે આવશો? ૪. મને કાંઇ અગત્યનું કામ છે, તેથી હું અર્ધા કલાકમાં પાછો આવીશ; એથી વેહેલાં મારાથી અવાશે નહિ. ૫. તે તમને પરોડિયે મળવા આવે? ૬. હા, હું સૂર્ય ઉગતાં પેહેલાં ઉઠું છું. ૭. તમારી નિશાળ ક્યારે બંધ થશે? ૮. હેડમાસ્તર સાહેબ કહે છે કે રજા પરમદીવસથી શરૂ થશે. ૯. રજામાં કદાચ હું મુંબઇ જઇશ, તમે ક્યાં જશો? ૧૦. મને લાગે છે કે મારે અહીઆં રહેવું પડશે, કેમકે મારો ભાઇ મુંબઇથી રજામાં આવનાર છે. ૧૧. શું આખો મહીનો તમને અત્રે રહેવું પડશે? ૧૨. તે રોજ મોડો આવે છે, મને લાગે છે તેને દંડ થશે. ૧૩. મેહેતાજી સાહેબ એક વખતે બોલ્યા કે જે છોકરાઓ મોડા આવે છે, તેમને દંડ કરવામાં આવશે. ૧૪. શું અમારે પણ દંડ આપવો પડશે? ૧૫. જો આપણે દરિયા કિનારે જઇશું તો આપણને ચોક્ખી હવા મળશે. ૧૬. એક

ઘોડાએ એક માણસને કહ્યું, "પેલા ભુંડને મારે શિક્ષા કરવી છે, કેમકે તેણે મારૂં અપમાન કર્યું છે. તું મને મદદ નહિ કરીશ?" ૧૭. માણસે જવાબ આપ્યો, "ના, ભાઇ." ૧૮. ઘોડાએ કહ્યું, "ભુંડ જોડે લડતાં શું તું માર્યો જઇશ? શું આપણે બેઉ તેને પૂરા નહિ પડીશું?" ૧૯. માણસે કહ્યું, "હા, આપણે પૂરા પડીશું, તેમાં કંઇ શક નથી, પણ પછી તારે મારી જોડે મારે તબેલે આવવું પડશે, અને તને ત્યાંજ રહેવું પડશે." ૨૦. ઘોડાએ જવાબ આપ્યો, "ના, ભાઇ, તારી મદદ મારે જોઇતી નથી. જો વેર લેવામાં મારૂં છૂટાપણું હું ખોઉં, તો તેમાં મને શો લાભ (થાય)?

(૧) નીચે લખેલાં વાક્યોમાં shall અને will નો શો અર્થ થાય છે તે કહો :—

1. I will pay you in a week. 2. You shall have that book. 3. We shall start to-night. 4. They will cheat you. 5. Shall I die if I swallow this pill? 6. You shall do no such thing. 7. I will do my utmost. 8. If thou eatest thereof, thou shalt die. 9. We are mortals, we shall all die. 10. If you study so hard at night you will spoil your eyes. 11. I will take it. 12. No, you shall not take it. 12. Shall we take a walk on the sea-shore? 14. You have broken the glass, shall you have to pay for it? 15. Shall you reach Bombay before sun-rise? 16. I shall have to start very early. 17. Shall he go and join his friends? 18 We shall be compelled to remove to another house. 19. I shall be back in ten minutes. 20. If I can do

you a service, I will. 21. Thou shalt not bear false witness. 22. We shall have much pleasure in being present at your wedding. 23. The boy who was found copying shall be turned out. 24. Seest thou a man diligent in his business? He shall stand before kings. 25. In works of labour and of skill I will be busy too; For Satan finds some mischief still for idle hands to do.

# પાઠ ૩.

## સંશયાર્થના રૂપ.

## THE SUBJUNCTIVE MOOD.

૧૨) અંગ્રેજીમાં ચાર અર્થ કે વાચ્ય (moods) છે --The Indicative Mood, the Imperative Mood, the Subjunctive Mood અને the Infinitive Mood.

The Indicative Mood નિશ્ચયસૂચક વાત જણાવે છે. જેમકે We love our teacher.

The Imperative Mood આજ્ઞા કે વિનંતી બતાવે છે. જેમકે Honour the king. Friend, help me.

The Subjunctive Mood સંશય, શરત, ઇચ્છા, કે હેતુ દેખાડે છે—

1. સંશય He *may change* his mind તે પોતાનો વિચાર (કદાચ) ફેરવે.

2. શરત If I *meet* him I will speak to him જો હું તેને મળું તો—

3. ઇચ્છા Long *live* the king. રાજા ઘણું જીવો.

4. હેતુ We eat that we *may live* આપણે જીવતા રહીએ તેટલા માટે ખોરાક લઇએ છીએ.

The Infinitive Mood—સામાન્ય કૃદંત—એ વિષે આગળ કહેવામાં આવશે.

૧૩) સંશયાર્થ અને નિશ્ચયાર્થના રૂપોમાં ઘણો ફેર નથી, માત્ર to be ના રૂપ જુદાં જુદાં થાય છે.

## વર્ત્તમાનકાળ (સંશયાર્થ).

| એકવચન. | બહુવચન. |
|---|---|
| 1. If I love. | If we love. |
| 2. If thou love (કે lovest) | If you love. |
| 3. If he love (કે loves) | If they love. |

### ભૂતકાળ.

| | |
|---|---|
| 1. If I loved | If we loved. |
| 2. If thou lovedst | If you loved. |
| 3. If he loved | If they loved. |

### ભવિષ્યકાળ.

| | |
|---|---|
| 1 If I should love | If we should love. |
| 2. If thou shouldst love | If you should love. |
| 3. If he should love | If they should love. |

૧૪) To Be ક્રિયાપદના સંશયાર્થરૂપ

### વર્ત્તમાનકાળ.

| | |
|---|---|
| 1. If I be | If we be. |
| 2. If thou be | If you be. |
| 3. If he be | If they be. |

### ભૂતકાળ.

| | | |
|---|---|---|
| 1. | If I were | If we were. |
| 2. | If thou wert | If you were. |
| 3. | If he were | If they were |

### ભવિષ્યકાળ.

| | | |
|---|---|---|
| 1. | If I should be. | If we should be. |
| 2. | If thou shouldst be. | If you should be. |
| 3. | If he should be. | If they should be. |

૧૫) ચાલુ અને પૂર્ણ વર્તમાન, ચાલુ ને પૂર્ણ ભૂત અને ચાલુ અને પૂર્ણ ભવિષ્યકાળના રૂપ ટુંકમાં નીચે આપ્યાં છે :—

| | | | |
|---|---|---|---|
| ચાલુ વર્તમાન | If I be loving. | પૂર્ણવર્ત્ત. | If I have loved |
| ચાલુ ભૂત. | If I were loving. | પૂર્ણ ભૂત. | If I had loved. |
| ચાલુ ભવિ. | If I should be loving. | પૂર્ણભવિ. | If I should have loved. |

૧૬) સંશયાર્થ સત્ત્વભેદના રૂપ ત્રણે કાળના ટુંકમાં નીચે પ્રમાણે છે :—

| | | | | | |
|---|---|---|---|---|---|
| વર્ત. | If I be loved | ચાલુ વર્ત. | રૂપ નથી. | પૂર્ણવર્ત. | If I have been loved |
| ભૂત. | If I were loved | ચાલુ ભૂ. | રૂપ નથી. | પૂર્ણ ભૂ. | If I had been loved |
| ભવિ. | If I should be loved. | ચાલુ ભવિ. | રૂપ નથી. | પૂર્ણ ભ. | If I should have been loved. |

સૂચના.—શિક્ષકે ઉપર આપેલાં રૂપ પૂરેપૂરાં બોલાવવાં. વળી યાદ રાખવું કે હાલમાં અંગ્રેજી ભાષાની વલણ એવી છે કે બનતાં સુધી સંશયાર્થરૂપને બદલે નિશ્ચયાર્થરૂપ વાપરે છે, જેમકે if he is, although he was વગેરે.

૧૭) સંશયાર્થ વાક્યોમાં ઘણુંકરીને સંશયાર્થસૂચક વાક્યયોગી આવે છે, જેવાંકે if, though કે although (જો કે), lest

(રખે), unless (=if not જો નહિ), that, whether (અથવા, કિંવા).

કોઇ વેળા સંશયાર્થ વાક્યામાં if ને કાહાડી નાખી કર્તા આગળ સહાયકારક ક્રિયાપદ મુકે છે, જેમકે જો હું તમારી જગાએ હોત, તો આમ બોલત. Were I (=if I were) in your place, I should say so.

If he had been there = Had he been there.

If I should have seen him = Should I have seen him.

## ૧૮) ભાષાંતર વાકયો.

કહાડી મુકવું to turn out. to dismiss.
પશ્ચાત્તાપ કરવો to repent of
મેહનત કરવી to work hard.
સત્તા power, authority.
નજીવી વાત trifles
સંપ harmony, peace
મિથ્યા vain
મઝા pleasures
કેદખાનું a prison
એકી વખતે at the same time.
કેટલી ટુંકી how short
— હોત તો કેવું સારૂં I wish there were.
વખતસર in time
પૈસા આપવા to pay
સ્થિતિ state, condition

૧. જો હું લખું. ૨. જો તું બોલે. ૩. જો તમો તેને મળો. ૪. રખે તેઓ પડે. ૫. જો તમે નહિ ભણશો તો (એ રીતે). ૬. જો તમારી વીંટી મારી મેજ ઉપર હશે (વર્તમાન) તો તે હું તમને આપીશ. ૭. જો તમે બોલશો તો તમને વર્ગમાંથી કહાડી મુકવામાં આવશે. ૮. જો હું તેને મળીશ તો તમારે માટે હું તેને કહીશ. ૯. જો અમે ચાલત. ૧૦. જો તેઓ ચાલ્યા હોત. ૧૧ જો તમે તમારાં પાપનો

પશ્ચાત્તાપ નહિ કરશો તો પરમેશ્વર તમને માફ નહિ કરશે. ૧૨. જો કે તેણે ઘણી મહેનત કરી, પણ તેને ઇનામ ન મળ્યું. ૧૩. રખે તમે તમારૂં ઘડીઆળ ખુઓ તેથી તે મેં મારી પાસે રાખ્યું છે. ૧૪. જો તમે અમારા ખરા મિત્ર હો, તો અમને તમે મદદ કરશો. ૧૫. જો તમે અમારા ખરા મિત્ર હોત, તો અમને તમે મદદ કરત. ૧૬. જો ઘરમાં તમો ભાઇબેનો નજીવી વાતને વિષે લડશો, તો ઘરમાં સંપ રહેશે નહિ. ૧૭. જીંદગી કેટલી ટુંકી છે! તે તમે નથી જાણતા? ૧૮. જો તે તમે જાણતા હોત (ભૂત કા.) તો દુનીઆની મિથ્યા મોજમઝા શોધત નહિ (would seek). ૧૯. મને શિયાળો બહુ ગમે છે; આખું વર્ષ શિયાળો રહેત તો કેવું સારૂં! ૨૦. જો તે પૈસા વખતસર નહિ આપશે, તો તેને કેદખાને જવું પડશે. ૨૧. એવા લુચ્ચાઓને પકડવાને તમને સત્તા હોત તો કેવું સારૂં. ૨૨. જો કે તે હુશીઆર છે, તોએ તે આળસુ છે. ૨૩. જો કે તમારી સ્થિતિ ગરીબ હોય, તોપણ ચોરી કરશો મા. ૨૪. જો હું તમારી જગાએ હોત તો હું તેને માફ કરત. ૨૫. જો પૃથ્વી ગોળ ન હોત, તો સૂર્ય સર્વ ઠેકાણે એકી વખતે ઉગત.

૧૯) નીચે લખેલાં ક્રિયાપદના સંશયાર્થ રૂપ લખો.

1. I talk. 2. I am going. 3. Thou walkest. 4. He joins his hands. 5. It is. 6. It will be. 7. It is too long. 8. It is growing too late. 9. Thou art the boy. 10. She had written. 11. Thou hadst spoken. 12. He has been working hard. 13. I spoke. 14. You sang a song. 15. They waited half an hour. 16. I was. 17. Thou wast. 18. You

were. 19. They were. 20. He was to go. 21. Thou wast to blame. 22. He has injured himself. 23. I shall walk. 24. He shall say so. 25. He will be out.

---

## પાઠ ૪.

### કાળાન્વય.

### THE SEQUENCE OF TENSES.

**૨૦)** "ખેડુત બોલ્યો કે ઓણુ વરસાદ ઠીક પડ્યો છે." "જો વરસાદ ન પડે તો અનાજ પાકે નહિ." આ બે વાક્યો આપણે તપાસીશું તો દેખાશે કે બન્ને વાક્યો બબે વાક્યનાં બનેલાં છે. ખેડુત બોલ્યો—એ મુખ્ય વાક્ય છે; ઓણુ વરસાદ ઠીક પડયો છે—એ પેટાવાક્ય કે ઉપવાક્ય છે. અનાજ પાકે નહિ—એ મુખ્ય વાક્ય છે; જો વરસાદ ન પડે તો—એ ઉપ-વાક્ય છે. મુખ્ય વાક્ય અને પેટાવાક્ય મળીને જે મોટું વાક્ય થાય છે તેને સંયુક્ત વાક્ય—a complex sentence કહે છે.

**નિયમ ૧**—અંગ્રેજીમાં એવો નિયમ છે કે જો મુખ્ય વાક્યમાં ક્રિયાપદ વર્ત્તમાન કે ભવિષ્યકાળનું હોય તો ઉપવાક્યમાં ક્રિયાપદ ગમે તે કાળનું હોઇ શકે. જેમકે—

| મુખ્ય વાક્ય | ઉપવાક્ય. |
|---|---|
| I *know* | that you *are* displeased. |
| He *will know* | that you *are* displeased. |
| He *knows* | that you *will be* displeased. |
| We *shall inquire* | whether the train was late yesterday. |

**નિયમ ૨**—જો મુખ્ય વાક્યમાં ક્રિયાપદ ભૂતકાળનું હોય તો ઉપવાક્યમાં ક્રિયાપદ ભૂતકાળનુંજ હોવું જોઇએ. જેમકે—

| | |
|---|---|
| મેં જોયું કે તમે મારા પર ગુસ્સે છો | I *saw* that you *were* angry with me. |
| અમે ધારતા હતા કે તમે આવશો | We *thought* you *would* come. |

**નિયમ ૩**—જે વાત સત્ય કે સિદ્ધ હોય અને તે ઉપવાક્યમાં આવે ત્યારે તો વર્તમાન કાળ વાપરવો.

He said that the earth *is* round.

Did he not know that fever *produces* thirst ?

૨૧) જે વાક્યમાં જો–if વપરાયો હોય તો તે વાક્યના બે પક્ષ થાય છે; જો–વાળો પક્ષ અને તો–વાળો પક્ષ. જો–વાળા પક્ષને અંગ્રેજીમાં the conditional clause (શરતવાળું ઉપ-વાક્ય) અને તો–વાળા પક્ષને the consequent clause (પાછલું ઉપવાક્ય) કહે છે. એવાં વાક્યના નિયમ નીચે પ્રમાણે છે:—

| *Conditional clause.* | *Consequent clause.* |
|---|---|
| If he *is* guilty (વર્તમાન) | he *will be* punished. |
| If he *were* guilty (ભૂત) | he *would be* punished. |
| If he *had been* guilty (પૂ ભૂ.) | he *would have been* punished. |
| If you *will start* at once (ભવિ.) | you *will catch* the train. |

૨૨) હેતુ કે ઉદ્દેશ બતાવનારાં ઉપવાક્યમાં may કે might આવે છે. જો મુખ્ય વાક્યમાં ક્રિયાપદ વર્તમાન કે ભવિષ્યકાળનું હોય તો may, અને જો ભૂતકાળનું હોય તો might વપરાય છે. જેમકે:—

This prize *is given* to you that you *may* study hard again.

That prize *was given* to you that you *might* study hard again.

## ૨૩) ભાષાંતર વાક્યો.

સરખીરીતે alike
ચૂકવું to fail
મારાથી બનશે If I can
પાસ થવું to pass
ચેતાવવું to warn
નકામું ગુમાવવું to waste
દિલગીર sorry
વિષયો subjects
ચઢાવવું to promote
ઘાયલ થવું to be wounded
મહેનત કરવી to labour, to work hard
ચોપડીનું કબાટ a book-case
ઉતરવું to dismount, to alight
વૈકુંઠ heaven, paradise
સેવા કરવી to serve
મુનીમ, આડતીઓ an agent
લખી જણાવવું to write, to inform
મિતાહાર moderate, temperate
કડવા શબ્દો harsh words

૧. હું આશા રાખું છું કે તમે આવવાને ચૂકશો નહિ. ૨. જો મારાથી બનશે તો હું તમને મદદ કરીશ. ૩. હું નથી ધારતો કે તે આજે આવશે. ૪. જો તે અહીંઆં હોત તો હું તેને તમારે માટે કહેત. ૫. મેં કહ્યું કે હું ઘણો દિલગીર છું. ૬. જો તમે ચાર વિષયમાં પાસ નહિ થશો તો તમને ઉપલા વર્ગમાં ચઢાવવામાં

આવશે નહિ. ૭. જો તમે પાંદડાં આમ તોડશો તો ઝાડ મરી જશે. ૮. જો ચોપડી કબાટમાં હશે તો હું તમને આપીશ. ૯. ચોપડી જો કબાટમાં હોત તો તે હું તમને આપત. ૧૦. દારાએ જોયું કે તેનો હાથી ઘાયલ થયો છે, તેથી તે ઉતરી પડયો. ૧૧. જો દારા હાથી ઉપરથી ઉતરી પડયો ન હોત તો તેના સિપાઇઓ નાસી જાત નહિ. ૧૨. મેં તમને નહોતું કહ્યું કે તમારો દાખલો ખોટો છે? ૧૩. અમારો આડતીઓ લખી જણાવે છે કે વહાણ સહિસલામત આવી પહોચ્યું છે. ૧૪. તેના મુનીમે લખ્યું કે હજી વહાણ આવ્યું નથી. ૧૫. જો તમને અડચણ ન હોય તો હું તમને આવતી કાલે મળીશ. ૧૬. જો તમને અડચણ ન હોય તો કાલે હું તમને મળું? ૧૭. જો તમે તંદુરસ્ત થવા ચાહતા હો, તો ખાવા પીવામાં મિતાહાર રહો. ૧૮. મહેતાજી કહેતા હતા કે પાણી કરતાં તેલ હલકું છે. ૧૯. મેં તમને ચેતાવ્યા હતા કે તમે તમારો વખત નકામો ગાળો છો. ૨૦. શું આપણે નથી શીખ્યા કે બધા માણસો ભાઇઓ છે? ૨૧. હા, પણ બધા માણસો એમ ધારતા નથી. જો એમ ધારે તો આ દુનિયા વૈકુંઠ જેવી થાય. ૨૨. આપણને ખાવાને અન્ન અને પહેરવાને લુગડાં મળે તે માટે આપણે મહેનત કરવી જોઇએ. ૨૩. બીજાઓ તમને ચાહે તે માટે તમારે માયાળુ અને નમ્ર થવું જોઇએ. ૨૪. કોઇને કડવા શબ્દો કહો ના, કે તેઓ તમને કડવા શબ્દો નહિ કહે. ૨૫. તે બાયડી બોલી "સાહેબ, તમે વહેલા આવ્યા હોત તો મારો ભાઇ મરી નહિ જાત." ૨૬. જો તમે બધાંને સુખી કરવા માગતા હો, તો ગરીબ અને પૈસાદારને સરખી રીતે ચાહો. ૨૭. તે ઘરડો માણસ બોલ્યો "જો મેં ઇશ્વરની સેવા કરી હોત, તો હું ઘડપણમાં દુઃખી ન થાત." ૨૮. અમને આશા હતી કે તમે રાતે પાછા આવશો. ૨૯. અમે ધારતા હતા કે તમે (તો)

અમારા મિત્ર છો, પણ હવે અમે જોઇએ છીએ કે તમો અમને ચાહતા નથી. ૩૦. જો તમે મને પૂછશો તો હું તમને કહીશ. ૩૧. જો તમે મને પૂછો તો હું તમને કહું. ૩૨. જો તમે મને પૂછત તો હું તમને કહેત.

## પાઠ ૫.

### કર્મકભેદ અને પ્રેરકભેદ.

### THE CAUSATIVE FORM.

૨૪) ગુજરાતીમાં જ્યારે કોઇ અકર્મક ક્રિયાપદનું રૂપ ફેરવાઇ તે સકર્મક થાય છે ત્યારે તેને કર્મકભેદ કહે છે, જેમકે, પડવું—પાડવું, વળવું-વાળવું, બળવું-બાળવું. એજ પ્રમાણે અંગ્રેજીમાં થોડાંક અકર્મક ક્રિયાપદનાં રૂપ ફેરવાઇ તે સકર્મક થાય છે, તે ક્રિયાપદ નીચે આપ્યાં છે—

| અકર્મક. | સકર્મક. |
|---|---|
| પડવું to fall | to fell (પાડવું). |
| ઉઠવું to rise | to raise, to rouse (ઉઠાડવું). |
| પડી રહેવું to lie | to lay (પડી રહે તેવું કરવું, મૂકવું). |
| બેસવું to sit | to set, to seat (બેસાડવું). |
| પીવું to drink | to drench (પાણીને તર કરવું, ભીંજવવું). |

૨૫) વળી કેટલાંક ક્રિયાપદ સકર્મક થાય છે, પણ તેના રૂપમાં ફેર થતો નથી; જેવાં કે—

| | |
|---|---|
| ઉકળવું to boil | to boil (ઉકાળવું). |
| ઉડવું to fly | to fly (ઉડાડવું). |
| ઉગવું to grow | to grow (ઉગાડવું). |
| ફરવું to turn | to turn (ફેરવવું). |
| ફરવું to spin | to spin (ફેરવવું). |

૨૬) પ્રેરકભેદનો અર્થ એવો થાય છે કે પોતે કાંઇ કામ ન કરતાં બીજા પાસે તે કામ કરાવવું. પ્રેરકભેદને અંગ્રેજીમાં The Causal કે Causative Form કહે છે. ગુજરાતીમાં પ્રેરકભેદના રૂપ થાય છે, જેમકે વાંચવું—વંચાવવું, લખવું—લખાવવું, બેસવું—બેસાડવું. અંગ્રેજીમાં પ્રેરકભેદનાં રૂપ નથી, પણ cause, make, get એ ક્રિયાપદો વાપરીને પ્રેરકભેદનો અર્થ જણાવે છે.

ઉદાહરણ—હું લખીશ I shall write.

હું તેની પાસે લખાવીશ I shall get him to write
તે બોલશે He will speak.
તે તેની પાસે બોલાવશે He will make him speak.
ફુલો કરમાય છે Flowers wither.
તાપ ફુલોને કરમાવે છે Heat causes the flowers to wither.

૨૭) "હું આ પેટી સમરાવીશ." "અમે ઘર બંધાવ્યું." "તેણે આ પત્ર લખાવ્યો." આ વાક્યોમાં કોની પાસે સમરાવીશ, કે બંધાવ્યું કે લખાવ્યો એ દર્શાવ્યું નથી. એવાં વાક્યોનો તરજુમો કરતાં to have and to get ઘણું કરીને વપરાય છે અને તેના કર્મની પછી ભૂતકૃદંત વપરાય છે, જેમકે :—

હું આ પેટી સમરાવીશ I shall get this box repaired.
અમે ઘર બંધાવ્યું We had a house built.
તેણે આ પત્ર લખાવ્યો He got this letter written.

સૂચના.—"તેણે મોતીચંદ પાસે દસ રૂપીઆ અપાવ્યા." અપાવ્યા = આપવાને કહ્યું He told Motichand to give ten rupees.

## ૨૮) ભાષાંતર વાક્યો.

ચોકી કરવી to watch
ઝાડી a thicket [trunk road
ધોરી રસ્તો a main road, a
સપાટો a blow
લગાવ્યો gave, hit
૭ મહીનાની કેદ six months' imprisonment
રોપવું to plant
ભરાઇ રહેવું to lie hidden
ચોકીવાળો a watchman
પાછળ દોડવું to chase, to pursue [him
(તેને) સજા કરી sentenced
મ્યુનિસિપાલિટિ a municipality
ઝાડુ કાઢનાર a sweeper
દીવા સળગાવનાર a lamp lighter
અરજી a petition
અધિકારી an officer
સેક્રેટરી a secretary
કચરાપેટી a dust-bin
શેહેર સંરક્ષણ town conservancy
બેસાડવું (માણસને) to seat
બેસાડવું (હીરા) to set
વેચાતું રાખવું to buy, to purchase
તોડી પાડવું to pull down
આરોગ્યતા sanitation
તપાસ રાખવી to look after

૧. તમે મને પૈસા આપશો તો તમારે માટે હું એક પેટી કરાવીશ. ૨. તેણે સીપાઇને પોતાના ઘરની ચોકી કરવાને બેસાડયો. ૩. ઘરની પાસે ઝાડી હતી તેમાં બે ચોરો ભરાઇ રહ્યા હતા. ૪. તેઓ ચોકીવાળાને જોઇને નાઠા, પણ ચોકીવાળો તેમની પાછળ દોડયો. ૫. તેણે એક ચોરને પોતાની લાકડી વતી એક સપાટો લગાવ્યો અને તેને ભોંય પર પાડયો. ૬. તે વખતે અંધારૂં હતું અને વરસાદ પડતો હતો. ૭. જો વરસાદ પડતો ન હોત તો સીપાઇ બીજા ચોરને પણ પકડત. ૮. ચોરે એક અરજી લખાવી અને ન્યાયાધીશ ઉપર (to) મોકલાવી. ૯. ન્યાયાધીશે તેનું (him) માન્યું નહિ અને તેને

૭ મહિનાની કેદની સજા કરી. ૧૦. અને ઘરધણી પાસે સીપાઇને ઇનામ અપાવ્યું. ૧૧. જો મારો કાકો તમારો ઘોડો વેચાતો નહિ રાખે તો હું તેની પાસે રખાવીશ. ૧૨. તમારૂં ઘર બહુ જુનું છે, તમારે તેને સમરાવવું જોઇએ. ૧૩. જો નહિ સમરાવશો તો મ્યુનિસિપાલિટિ તેને તોડી પડાવશે. ૧૪. મ્યુનિસિપાલિટિ (એ) શું છે? ૧૫. જે ખાતું શહેર સંરક્ષણ તથા આરોગ્યતાની તપાસ રાખે છે તેને મ્યુનિસિપાલિટિ કહે છે. ૧૬. સરકાર મ્યુનિસિપાલિટિ પાસે શહેરની તપાસ રખાવે છે. ૧૭. મ્યુનિસિપાલિટિનો મુખ્ય અધિકારી સેક્રેટરી કહેવાય છે. ૧૮. તે ઝાડુ કાઢનારાઓ પાસે રસ્તા વળાવે છે, દીવા સળગાવનારા પાસે રાતે દીવા કરાવે છે, કચરાપેટીઓ સાફ કરાવે છે, ખરાબ રસ્તા અને તુટેલા પુલ સમરાવે છે. ૧૯. શેરશાહે પંજાબથી બંગાળા સુધી એક ધોરી રસ્તો બંધાવ્યો. ૨૦. તે રસ્તાની બેઉ બાજુએ તેણે ઝાડો રોપાવ્યાં કે મુસાફરો તેના છાંયડા તળે બેસે.

## પાઠ ૬.

### સામાન્ય કૃદંતનો To.

### THE 'TO' OF THE INFINITIVE.

**૨૯)** અંગ્રેજીમાં જ્યારે સામાન્ય કૃદંત કોઇ ક્રિયાપદની પાછળ આવે છે ત્યારે તેનો to અધ્યાહાર હોતો નથી. જેમકે I came to learn. He went to see them. પણ જ્યારે સામાન્ય કૃદંત સહાયકારક ક્રિયાપદની પાછળ આવે છે ત્યારે તેનો 'to' અધ્યાહાર રહે છે, જેમકે I shall go. I do write.

નિયમ ૧—Ought શિવાય બધાં સહાયકારક ક્રિયાપદની પછી સામાન્ય કૃદંતનો to અધ્યાહાર હોય છે, જેમકે I should go, I might take it, They can write.

નિયમ ૨—બીજાં થોડાંક ક્રિયાપદો છે કે જેની પાછળ સામાન્ય કૃદંતનો to અધ્યાહાર રહે છે. તે ક્રિયાપદો let, bid, dare, hear, see, feel, make, need છે. જેમકે He let them go. I heard him speak. You need not go.

## ૩૦) ભાષાંતર વાકયો.

વધારે સારો દેશ a better land.
હિમ્મત કરવી to dare
હાલવું ચાલવું to move.
મારવા જતો હતો he was going to kill, he was about to kill.
પાસે close by
પહેલાંતો at first.
દોડાદોડ કરવી to run over
સળવળવું to creep
લાગવું to feel
માફ માગવી to beg pardon
ઝબુકવું to flash
જાગી ઉઠવું to awake
ધર્તીકંપ an earthquake
વાવું to blow
(વાદળાં) દોડવું to drift
ઘનઘોર થવું to be overcast
ગર્જના કરવી to roar
સપાટી the surface
કોઇના મોઢા સામા જોવું to look a person in the face.

૧. મહેતાજીએ છોકરાંઓને ઘેર જવા ફરમાવ્યું. ૨. મેં તમને કાંઇ બોલતાં સાંભળ્યા. ૩. મા, હું તને એક વધારે સારા દેશ વિષે બોલતાં સાંભળું છું ૪. આપણે તે દેશ ન

જઇ શકીએ ? ૫. કેટલાક ઉંદરોએ એક સિંહને ઝાડ તળે સુતેલો દીઠો. ૬. પેહલાં તો તેઓએ તેની પાસે જવાને હિમ્મત કરી નહિ. ૭. પણ સિંહ તો હાલ્યા ચાલ્યા વિના પડી રહ્યો. ૮. ત્યારે તેઓ તેની પાસે ગયા અને તેના શરીર ઉપર દોડાદોડ કરી મૂકી. ૯ સિંહને તેના શરીર ઉપર કાંઇ સળવળતું લાગ્યું. ૧૦. સિંહ જાગી ઉઠ્યો અને એક ઉંદરને ઝાલ્યો. ૧૧. સિંહ ઉંદરને મારવા જતો હતો, પણ ઉંદરે સિંહની માફ માગી, તેથી સિંહે તેને જવા દીધો. ૧૨. જ્યારે ધર્તીકંપ થાય છે (there is) ત્યારે જમીન અને ઘર હાલતાં આપણને લાગે છે. ૧૩. આપણે આકાશમાં સૂર્ય, ચંદ્ર, તથા તારાઓને ફરતા જોઇએ છીએ. ૧૪. થોડા વખતમાં થંડો પવન વાતો અમને લાગ્યો. ૧૫. પછી આકાશમાં કાળાં વાદળાં દોડતાં દેખાયાં. ૧૬. એક કલાકમાં બધું આકાશ ઘનઘોર થઇ ગયું અને કાળાં વાદળાંમાંથી વિજળીને ઝબુકતી અમે જોઇ. ૧૭. પાસે વન હતું, ત્યાં સિંહને ગર્જના કરતા અમે સાંભળ્યા. ૧૮. મહેતાજીએ આ દાખલો ફરીથી કરવાને તમને ફરમાવ્યું છે. ૧૯. બાપુજી, તમારે ફરી કરવાની જરૂર નથી, કેમકે તમારો દાખલો ખરો છે. ૨૦. કદી ચોરી કરશો ના, કોઇ તમારી પાસે ચોરી કરાવે તો તેને કહો કેપરમેશ્વર બધું જુએ છે, હું તેની આજ્ઞા તોડવાની હિમ્મત કરૂં નહિ. ૨૧. હું બેહરો નથી, આટલું તાણીને બોલવાની તેને જરૂર નથી. ૨૨. આપણે પૃથ્વીને ફરતી જોઇ શકતા નથી કેમકે આપણે પૃથ્વીની સપાટી પર છીએ. ૨૩. જો આપણે ઉંચે આકાશમાં હોત તો પૃથ્વીને ફરતી જોત. ૨૪. તે ચોર અને જૂઠો છે, તમારા મોઢા સામા જોવાની તેની છાતી ચાલતી નથી.

# પાઠ ૭.

## નામરૂપી સામાન્ય કૃદંત.

## The Infinitive Used as a Noun.

૩૧) ગુજરાતીમાં તેમજ અંગ્રેજીમાં સામાન્ય કૃદંત (the Infinitive) નામની પેઠે વપરાય છે, એટલે તે ક્રિયાપદનો કર્તા કે કર્મ થઇ શકે છે. To walk is pleasant—આ વાક્યમાં કર્તા to walk છે. I like to walk એમાં to walk કર્મ છે. જો સામાન્ય કૃદંત સકર્મક હોય તો તેનો કર્મ તેની પાછળ આવે; To love our neighbours is our duty આ વાક્યમાં to love our neighbours એ કર્તા છે. I like to read good books એમાં to read good books એ કર્મ છે.

૩૨) અંગ્રેજીમાં the Infinitive ના બે રૂપ છે—To walk અને Walking. આપણે To walk is pleasant ને બદલે Walking is pleasant પણ કહી શકીએ.

સૂચના—યાદ રાખો કે walking એ વર્તમાન કૃદંત તેમજ Infinitive છે. જ્યારે ing વાળું રૂપ (જેવાં કે doing, reading, walking વગેરે) વિશેષણ તરીકે વપરાયુ હોય ત્યારે તેને વર્તમાન કૃદંત, present participle કહેવું. પણ જો તે નામ તરીકે વપરાયું હોય ત્યારે તેને the Infinitive કહેવું. એવાં ing વાળાં Infinitive ને Gerund પણ કહે છે

૩૩) To walk is pleasant એવાં વાક્યોમાં કોઇ વખતે It સર્વનામ વાક્યને આરંભે વપરાય છે અને ખરો કર્તા જે Infinitive હોય છે તે ક્રિયાપદની પાછળ મૂકાય છે. જેમકે It is pleasant to walk. To love our neighbours is our

duty—It is our duty to love our neighbours. પદચ્છેદ કરતાં It ને the provisional subject of is કહેવું અને to walk કે to love તેને the real subject of is કહેવું.

## ૩૪) ભાષાંતર વાક્યો.

પરોઢીએ at dawn of day.
ખુશકારક pleasant
હદ કરતાં વધારે too much
નુકસાનકારક injurious
શરમભરેલું shameful
ભણવું to study
મન દઇને શીખવું to study hard
સારા દસ્કત લખવા to write a good hand
ખડખડ હસવું to laugh loud
તૈયારી કરવી to prepare
જીવતર life
ડહાપણ wisdom, prudence
જન્મખોડ a natural defect
હાંસી કરવી to make fun of
અણઘટતું improper
ઉડાઉપણે extravagantly
મોડી રાત સુધી late at night
બહાર ફરવું to be out
પીપ a cask
ગબડાવવું to roll
ખસેડવું to move, to shove
માફ માગવી to apologise
દૂર રહેવું to avoid
ખરા મનથી with all the heart
ફરજ a duty
નેમ, હેતુ, an aim, an object
વિદ્યા a science
માળામાંથી ચોરી કરવી to rob birds' nests
ખબરપડવી to come to know
પણ even
દુ:ખ દેવું to give pain

☞નીચે લખેલાં વાક્યોનો તરજુમો ત્રણ અથવા ચાર રીતે થાય છે:—

૧. પરોઢીએ ઉઠીને ખેતરમાં ચાલવુ ખુશકારક છે. ૨. હદ કરતાં વધારે ખાવું નુકસાનકારક છે. ૩. જૂઠું બોલવું શરમભરેલું છે. ૪. ભણવું જરૂરનું છે. ૫ મન દઇને શીખવું

જરૂરનું છે. ૬. સારા દસ્કત લખવા ઉપયોગી છે. ૭. ખડખડ હસવું મૂર્ખાઇ ભરેલું છે. ૮. મોતને માટે તૈયારી કરવી એ જીવતરનું મોટું ડહાપણ છે. ૯. કોઇની જન્મખોડની હાંસી કરવી એ અણઘટતું છે. ૧૦. ઉડાઉપણે પૈસા ખરચવા એ એવકૂફી ભરેલું છે. ૧૧. જુવાન પુરૂષોએ મોડી રાત સુધી બહાર ફરવું એ ખોટું છે. ૧૨. પીપ ગબડાવવું સહેલું પડે છે, પણ પેટી ખસેડવી કઠણ પડે છે. ૧૩. કોઇને નુકસાન કરવું ને પછી માફ માગવી તેના કરતાં નુકસાન કરવાથી દૂર રહેવું એ વધારે સારૂં છે. ૧૪. ઇશ્વરને આપણા ખરા મનથી ચહાવો એ આપણી પહેલી ફરજ છે. ૧૫. પોતાને જેમ ચાહીએ છીએ તેમ બીજા બધાને ચહાવું એ આપણી બીજી ફરજ છે. ૧૬. ખાવું, પીવું, ને ઉંઘવુ એ જીંદગીનો હેતુ નથી. ૧૭. ઇશ્વરને ઓળખવો, એ મોટામાં મોટી વિદ્યા છે. ૧૮. ઘણા દહાડા ઉપર બાપાએ મને કહ્યું હતું કે, પક્ષીના માળામાંથી ચોરી કરવી એ ખોટું છે. ૧૯. હવે મને ખબર પડી કે પક્ષીને પણ દુ:ખ દેવું એ ખોટું છે

---

# પાઠ ૮.

## સંબંધક ભૂતકૃદંત.

## THE CONNECTIVE PARTICIPLE.

**૩૫)** ગૂજરાતીમાં સંબંધક કૃદંત ત્રણ કામ બજાવે છે માટે અંગ્રેજીમાં તેનો અર્થ જણાવવાની ત્રણ રીત થાય છે.

(૧) તેથી સંયુક્ત ક્રિયાપદ સાધિત થાય છે. અર્થમાં કંઇ વધઘટ થઇ હોય તો અંગ્રેજીમાં જણાવવી જોઇએ, જેમકે નાખવું to throw, નાંખી દેવું to throw away. પણ ચઢવું તથા ચઢી જવું બરાબર જેવું છે માટે બેઉને વાસ્તે to climb ચાલશે.

(૨) વાક્યયોગીનું કામ બજાવી બે ક્રિયાપદને જોડે છે ત્યારે અંગ્રેજીમાં બે ક્રિયાપદ એકજ રૂપે આવે છે અને and વચ્ચે આવી જોડી લે છે, જેમકે, તે ચોપડી લઇને ઘેર ગયો He took up the book and went home. વખતે and then આવે છે, જેમકે, લુહાર લોઢું તપાવીને ઘડે છે The blacksmith heats the iron and then forges it.

(૩) સંબંધક કૃદંત કોઇ ક્રિયાનું કારણ બતાવે છે, જેમકે, તમને જોઇને હું ખુશી છું. જોઇને = જોવાથી. લોઢાને તપાવીને નરમ કર્યું. તપાવીને = તપાવવાથી. એ વખતે અંગ્રેજી રૂઢી પ્રમાણે તરજુમો કરવો. હું તમને જોઇને ખુશી છું—I am glad to see you. લોઢાને તપાવીને નરમ કરે છે, They soften iron by heating it. બડબડીને તમે શું મેળવ્યું, What did you gain by complaining? બડબડીને = બડબડવાથી.

## ૩૬) ભાષાંતર વાકયો.

હાંક મારવી to call out, to shout
વાઘરી a bird-catcher
બચ્ચું a young one
ઓળખીતો An acquaintance
રજા માગવી to take leave, to say good-bye
દાડેમ a pomegranate
હશે was, must have been
ખબર ન પડવી to know nothing of
કોઇનું હોવું to belong to some one
ધણી an owner
વચન a promise
પાળવું (વચન) to keep
જૂઠો a liar
પગે લાગવું to fall at the feet of
ખરાબ કરવું to ruin
માગવું to wish, to want
દળણાં દળવાં to grind for hire
કાંતવું to spin
પૂરૂં કરવું to maintain, to support
નાખુશ થવું to be displeased

બીવું to be afraid
શેઠ a master, an employer
વઢવું to scold
કાઢી મુકવું to turn off, to dismiss
ઉદાસ sad, sorry
પાછા વળવું to return
તપાવવું to heat
ટીપવું to beat
દુર્દશા a sorry plight
પોકેપોક મૂકી રોવું to weep aloud
ચોતરફ on all sides
ઘેરાયલા surrounded
તાબે થવું to surrender

૧. પછી તેણે હાંક મારીને પુછ્યું કે ઘરમાં કોઇ છે કે ? ૨. એક વાઘરી માળામાંથી પોપટનાં બે બચ્ચાં લઇ ગયો. ૩. પછી મારો ઓળખીતો રજા માગીને નીકળ્યો. ૪. પટેલને ત્રણ છોકરા હતા તેમને બોલાવીને એકેક દાડેમ આપ્યું. ૫. ગજવામાં કાણું હશે તેમાંથી પૈસો નીકળી પડયો, પણ તેની ખબર તેને કાંઇ પડી નહિ. ૬. આ પૈસો જે તમને જડયો તે કોઇનો હશે માટે તેના ધણીને શોધી કાઢીને આપવો જોઇએ. ૭. મહીનામાં બે વખત આવીને તેણે આ કામ પુરૂં કરી નાખ્યું. ૮. તે છોકરો રાજાને પગે લાગીને બોલ્યો, મને કોઇ ખરાબ કરવા માગે છે. ૯. તેનો બાપ ગરીબ તથા આંધળો હતો તેથી તેની મા દળણાં દળીને તથા કાંતીને સૌનું પૂરૂં કરતી. ૧૦. જે વચન આપીને પાળે નહિ તે જૂઠો કહેવાય. ૧૧. ધનુ આ સાંભળીને બહુજ નાખુશ થયો, તે બીધો કે હવે શેઠ વઢશે ને કાઢી મૂકશે. ૧૨. તે ઘણોજ ઉદાસ થઇને પાછો વળ્યો. ૧૩. લુહાર લોઢું તપાવીને હથોડાથી ટીપી ટીપીને ઘડે છે. ૧૪. બાપ પોતાના છોકરાની આવી દુર્દશા જોઇને પોકેપોક મૂકીને રોયો. ૧૫. પોતાને ચોતરફથી ઘેરાયલા જોઇને સિપાઇઓ તાબે થયા.

# પાઠ ૯.

## કે તરતજ, તેવુંજ,—તાંજ, એટલામાં.

## No Sooner than, As Soon as, Just as.

૩૭) એક ક્રિયા પૂરી થયા પછી બીજી ક્રિયા તરત થાય છે ત્યારે ગુજરાતીમાં તેવુંજ,—તાંજ, કે તરત એવા સંયોગી વાપરે છે. તેને મળતા અંગ્રેજીમાં No sooner than, As soon as, Just as વગેરે શબ્દો છે. As soon as વાપરવાની રીત સેહેલી છે. ઉદાહરણ—પાદશાહી લશ્કર આવ્યું કે તરત બળવાખોર નાસી ગયા. As soon as the royal army came up, the rebels fled. Just as પણ એજ રીતે વપરાય છે Just as the royal army came up, the rebels fled.

No sooner than કાંઇક જૂદી રીતે વપરાય છે. જેમકે સૂર્ય ઉગ્યો નહિ એટલામાં લશ્કરે આગળ ચાલવા માંડયું. No sooner did the sun rise than the army marched on.

વળી On કે While ની સાથે gerund પણ વપરાય છે— ગામમાં પેસતાંજ લશ્કરે લોકોને લૂટવા માંડ્યા. On entering the town, the army began to plunder the people. રસ્તે ચાલતાં While walking on the road.

## ૩૮) ભાષાંતર વાકયો.

લડાઇ a battle
ભૂખે અધમૂઓ half starved
ગલી a lane
ઉઘાડવું to open
તુચ્છપણું insignificance

મિઠાઇવાળો a confectioner
સંકટ distress
બૂમ a cry
અનુભવ experience
મેળવવું to acquire

કેદખાનું a prison
તૈયારી કરવી to prepare
વાડ a hedge
અહીં તહીં here and there
—થી થવું to form (સકર્મક)
વહારે ધાવું to run to one's relief or succour
ચૂકી જવું (ગાડી) to miss
સમજણા થવું to come to years of discretion
ચઢવું to climb
દેખાવ a sight, a scene
જૂથ groves
પહાડી કિલ્લો a hill fortress
નમાવવું to bow
હડસેલો મારી with a push
પોંહોચવું to reach (સકર્મક)
ઉપડવું to start
લૂંટવું to plunder
સાંઢણી a fleet camel
હદપાર beyond the limits
પોહો ફાટતાં at dawn, at the break of day [lovely
મનોહર, રમણિક charming,
આવી રહ્યો spread
સ્ફટિક marble

☞ નીચે લખેલાં વાક્યોનો તરજુમો જેટલી રીતે થઇ શકે તેટલી રીતે કરો.

૧. બીજે દહાડે સૂર્ય ઉગતાંજ લડાઇ શરૂ થઇ. ૨. ગલીમાંથી જતાં અમને એક ભૂખે અધમૂઓ થયલો કુતરો મળ્યો. ૩. તેની સંકટની બૂમ સાંભળતાંજ તેઓ તેની વહારે ધાયા. ૪. જૂદા જૂદા દેશોમાં ફરતાં ફરતાં મેં ઘણો અનુભવ મેળવ્યો છે. ૫. એક હડસેલો મારી બારણું ઉઘાડયું તેવાંજ બધાં છોકરાં તેની ભણી દોડી આવ્યાં. ૬. આજે સવારે હું ગાડી ચૂકી ગયો, કેમકે હું સ્ટેશને પહોંચ્યો એટલામાં ગાડી ઉપડી. ૭. વનરાજ સમજણો થયો એટલે ભુવડના માણસોને લૂંટી લેવા લાગ્યો. ૮. જેવો કરણ ઘાયલ થઇને પડ્યો કે તરત હરપાળ તેને સાંઢણી પર બેસાડી ગુજરાતની હદ પાર લઇ ગયો. ૯. જેવો શીવાજી દિલ્લીના કેદખાનામાંથી નાઠો તેવો લડાઇને માટે તૈયારી કરવા મંડ્યો. ૧૦. પોહો ફાટતાં અમે ટેકરી પર ચઢવા માંડયું.

૧૧. શિખરે પહોંચતાંજ કેવો રમણિક દેખાવ અમારી નજર આગળ આવી રહ્યો હતો. ૧૨. સ્વચ્છ આકાશ, લીલાં ખેતરો, ગુલાબની વાડો, અહીંતહીં સુંદર ઝાડના જૂથ, સ્ફાટિકનાં દેહરાં, પહાડી કિલ્લા—આથી એક મનોહર દેખાવ થઇ રહ્યો હતો. ૧૩. આ દેખાવ જોતાંને વાર માણુસ પોતાનું તુચ્છપણું જોય છે અને ઇશ્વરની શક્તિ આગળ પોતાનું માથું નમાવે છે. ૧૪. જુવાન માણુસોને દુનીઆનો સહજ અનુભવ મળતાંને વાર તે નમ્ર બને છે. ૧૫. અનુભવ એ મોટો શિક્ષક છે, એના પાઠ કોઇ વિસરતું નથી. ૧૬. જેવો છોકરો સમજણો થાય છે કે તે ધીમે ધીમે અનુભવ મેળવતો થાય છે. ૧૭. તે છોકરો ફળ તોડવાને ઝાડ પર ચઢ્યો, પણ વાડીવાળાને જોતાંને વાર કુદી પડ્યો અને નાઠો. ૧૮. જેવું હમીરનું લશ્કર ઘેરાઇ ગયું કે તરત જુવડ તેની વહારે ધાયો. ૧૯. મિઠાઇવાળો આવ્યો કે છોકરાંઓ તેની આસપાસ ફરી વળ્યાં.

---

# પાઠ ૧૦.

## THE USES OF TO DO.

૩૯) To do ક્રિયાપદ ૭ જુદે અર્થે વાપરવામાં આવે છે, એટલે ૭ જુદી રીતે તેનો તરજુમો થાય છે.

(અ) મૂળ ક્રિયાપદ To do.

૧. સકર્મક ક્રિયાપદ I do my exercises. He does his work.

૨. અકર્મક ક્રિયાપદ = ચાલવું. That will do. My boy does better now. I cannot do without something to read.

૩. "સર્વ ક્રિયાપદ" એટલે હરકોઇ ક્રિયાપદને બદલે આવે, જેમકે, I cannot walk as fast as you do ( = walk ). Hold the pen as I do (=hold) mine.

આ) સહાયકારક ક્રિયાપદ To do.

૪. પ્રશ્નાર્થ રૂપમાં આવે છે. Do you walk? Where did you walk to?

૫. નિષેધાર્થ રૂપમાં આવે છે. I do not go. He did not wish to go.

૬. ભાર કે વિનંતીને અર્થે. I do love you. *Do* give it me.

## ૪૦) ભાષાંતર વાકયો.

| | |
|---|---|
| પાઠ કરવો to do an exercise | માગવું to ask for |
| એમજ the same | ચાલવું to do |
| તરજુમાનો પાઠ કરવો to do translation | ઠીક well |
| | ભણેલા educated |
| મગ્ન રહેવું to take pleasure in | વિદ્યા learning |
| અભણ ignorant | કેમ થવું how to be done |
| —ને ભસવું to bark at | રજા a holiday |

૧. પાઠમાળાનો ( in ) એક પાઠ અને કરણઘેલાનાં બે પાનાં અમે રોજ કરીએ છીએ. ૨. એમજ તમે કરો છો શું? ૩. અમારી નિશાળે પાઠમાળા ચાલતી નથી ( to be used ); તરજુમાનો પાઠ ત્રીજી ચોપડીમાંથી કરીએ છીએ. ૪. અભણ માણસો જેટલા આળસમાં મગ્ન રહે છે તેટલા ભણેલા માણસો વિદ્યામાં મગ્ન રહે છે. ૫. કુતરો તમને જેટલો ભસે છે તેટલો મને પણ ભસે છે. ૬. આજ મેળો ભરાય છે (is), રજા આપોની,

આ ચાર દિવસમાં અમને કંઇ રજા મળી નથી. ૭. મારી પાસે રજા માગતા ના. ૮. સાહેબ, હું નથી માગતો. ૯. અમે મેળે જતા નથી. ૧૦. અમે મેળો જોવા ગયા નથી. ૧૧. અમે મેળો જોવા ગયા નહિ. ૧૨. અમે મેળો જોવા જવાના નથી. ૧૩. અમે મેળો જોવા જઇશું નહિ. ૧૪. એમ શું કરવા કરો છો? એમ નહિ કરો. ૧૫. શું આ ચાલશે? હા, ચાલશે. ૧૬. ઠીક ચાલશે. ૧૭. જેમ દિવસે સૂર્ય પ્રકાશે છે તેમ ચંદ્ર રાતે પ્રકાશે છે. ૧૮. આ વાક્યનો તરજુમો કેમ કરવો એ હું જાણું છું, શું તમે જાણો છો? ૧૯. તે વગર તમને કેમ ચાલે છે? ૨૦. તમારો દીકરો નરસિંહ ઉપલા વર્ગમાં કેમ ચાલે છે? ૨૧. આગગાડીમાં મને વાંચવા સારૂ ચોપડી વગર ચાલતું નથી. ૨૨. જેમ આપણે પોતાને ચાહીએ છીએ તેમ બીજાને ચહાવું એ મુશ્કેલ છે.

---

# પાઠ ૧૧.

## બને તેટલું, બને તેમ.

### As Possible.

૪૧) જેટલું-તેટલું, જેમ-તેમ, જેવડું-તેવડું એવા શબ્દોનો તરજુમો અંગ્રેજીમાં બે as ની વચ્ચે વિશેષણ કે ક્રિયાવિશેષણ મૂકીને કરે છે, જેમકે, જેટલું વહેલું તેટલું as soon as, જેમ ધીમે તેમ as slow as, જેવડો ઉંચો તેવડો as tall as.

૪૨) બને તેટલું વહેલું, જેમ બને તેમ ધીમે, એવા શબ્દો આવે ત્યારે as soon as possible, as slow as possible, એમ તરજુમો કરવો. કોઇ વેળા possible ને બદલે can પણ વાપરે છે, જેમકે, as soon as you can, as much as he could.

૪૩) નીચેના ઉદાહરણ ધ્યાનમાં રાખી, ઘટે તે વિશેષણ કે ક્રિયાવિશેષણ લઇને તરજુમો કરવો.

બને તેટલું થોડું (જથ્થો) as little as possible.
બને તેટલાં થોડાં (સંખ્યા) as few as possible.
બને તેટલું વધારે (જથ્થો) as much as possible.
બને તેટલાં વધારે (સંખ્યા) as many as possible.
બને તેમ જલદી as fast as possible.
બને તેટલું ધીરે as slow as possible.

સૂચના ૧—ઉપલાં ઉદાહરણોમાં જેટલું, જેમ, અધ્યાહાર છે. (જેમ) બને તેમ જલદી લખો Write as fast as possible, અથવા Write as fast as you can. (જેટલું) બન્યું તેટલું ઉંડું ખોદ્યું We dug as deep as possible. અથવા We dug as deep as we could.

સૂચના ૨—યાદ રાખો કે અંગ્રેજીમાં તેટલું, તેમ, તેવડું, એ પહેલા પક્ષમાં આવ છે અને જેટલું, જેમ, જેવડું એ બીજા પક્ષમાં આવે છે. પહેલા as નો અર્થ તેટલું, તેમ, તેવડું થાય છે; અને બીજા as નો અર્થ જેટલું, જેમ, જેવડું થાય છે. We dug as deep અમે તેટલું ઉંડું ખોદ્યું, as we could જેટલું (અમારાથી) બન્યું. Speak as distinctly as possible બોલો તેટલું સ્પષ્ટ, જેટલું (તમથી) બને. તેણે બન્યું તેટલું કીધું = (જેટલું તેનાથી) બન્યું તેટલું તેણે કીધું He did all he could. બનશે તેટલું કરીશ I will do all I can અથવા I will do as much as I can.

## ૪૪) ભાષાંતર વાક્યો.

ખગોળવેત્તા an astronomer
ધૂમકેતુ a comet
નુકસાનકારક noxious
મુસાફરી કરવી to travel
બહાદુર brave
લડવૈયો a soldier, a warrior
ભણી towards, in the direction of
બચાવવું to protect
સોબત તેવી અસર a man is influenced by the company he keeps
બહારવટિયો an outlaw
મજૂર, હેલકરી a porter
બપોરની mid-day
દાબી નાખવું to suppress
કર a tax
નાખવા (કર) to impose
ધ્યાનથી attentively
સાફ neatly
રૈયત subjects
ડાઘાડપકાવાળો blotted
મેલું slovenly
પેટી a trunk
ભરવું to pack
મહેનત કરવી to try.
વિદ્યાર્થી a student
વારંવાર frequently
સંભાળથી carefully
શબ્દકોષ a dictionary
થઇ રહેવું to be over
પૈસા money (જથ્થો)
ઉમંગી energetic, zealous

☞ પ્રત્યેક વાક્યનો તરજુમો જેટલી રીતે થાય તેટલી રીતે કરો.

૧. ખગોળવેત્તાએ ધૂમકેતુ જોવાને બન્યું તેટલું કીધું. ૨. જ્યારે કોઇ નુકસાનકારક પ્રાણીને મારવું હોય (is to be) ત્યારે જેમ બને તેમ જલદીથી મારવું. ૩. તમારી પરીક્ષા થઇ રહ્યા પછી જેમ બને તેમ જલદીથી તમે પાછા આવજો. ૪. જ્યારે તમે મુસાફરી કરતા હો ત્યારે જેમ બને તેમ થોડા પૈસા ખરચજો. ૫. વિક્રમ બહાદુર લડવૈયો હતો, તેણે પોતાના દેશને બચાવવાને પોતાથી બન્યું તેટલું કીધું. ૬. આ છોકરો જેમ બને તેમ ધ્યાનથી શીખે છે, કારણ કે તેના સોબતીઓ ઉમંગી વિદ્યાર્થીઓ

છે. ૭. જેમ બને તેમ થોડા સોબતીઓ રાખો, અને તે સારા હોવા જોઇએ, કેમકે સોબત તેવી અસર. ૮. તમારા પાઠ જેમ બને તેમ સંભાળથી લખો. ૯. જો તમે તમારી લાકડી મારી ભણી નાખો તો તેવતી મારાથી થાય તેટલી મહેનત કરીને તમને કાઢું. ૧૦. તમે ઘણા ખરાબ લખનાર છો, કારણ કે તમારા પરીક્ષાના કાગળો ડાઘાડપકાવાળા તથા મેલા હોય છે. તમારે (તો) જેમ બને તેમ સાફ લખવું જોઇએ. ૧૧. સરકારે બારવટીઆઓને દાબી નાખવાને પોતાથી બનતું કીધું છે. ૧૨. તમે જઇને એક મજૂરને જેમ બને તેમ જલદીથી બોલાવો, મારે આજ બપોરની ગાડીમાં જવું છે. ૧૩. ડાહ્યો રાજા જેમ બને તેમ રૈયત ઉપર થોડા કર નાખે છે. ૧૪. મેં મારી પેટીમાં જેટલાં બન્યાં તેટલાં લૂગડાં ભર્યાં. ૧૫. વિદ્યાર્થીઓએ શબ્દકોષનો જેમ બને તેમ વારંવાર ઉપયોગ કરવો જોઇએ.

---

# પાઠ ૧૨.

## ૪૫) અંશ સંખ્યાર્થ તથા આવૃત્તિવાચક વિશેષણ.

FRACTIONAL NUMBERS તથા MULTIPLICATIVES ADJECTIVES.

| | |
|---|---|
| પા a quarter. | સવા one and a quarter. |
| અર્ધ a half. | અઢી two and a half. |
| પોણું three-fourths, three-quarters. | સાડાત્રણ three and a half. |
| | સવાત્રણવાગે at a quarter past three. |
| | સાડાત્રણવાગે at half-past three. |
| એકવડું single. | તેવડું three-fold. |

બેવડું double. ચોવડું four-fold.*

તેના જેવડું as large as that, the size of that.

તેનું અર્ધું half the size of that, half as much as that.

તેનું પોણું a quarter less than that, less than that by a quarter.

તેનું સવા a fourth more than that.

તેના સવાગણા twenty-five per cent. more than that.

તેનું દહોડું } half as much (કે large) again as that.
તેનું દોઢગણું } larger than that by a half.

તેનું બમણું double that, twice that, as large again as that, twice as large as that, twice the size of that, twice as much as that.

તેના બમણા double the number, twice as many, as many again.

તેનું ત્રમણું, તેનું ત્રણગણું કે ત્રગણું } thrice the size of that, three times as big as.

તેના ત્રમણા } thrice the number of those,
તેના ત્રણગણા } three times as many as.

તેનું ચોગણું four times the size of that,* four times as big as that.

તેના ચોગણા four times the number of those, four times as many as those.

---

* પછી five-fold, six-fold, વગેરે.

* પછી five times the size of, six times the size of, વગેરે.

## ૪૬) ભાષાંતર વાકયો.

કલ્લું an anklet
તોલ weight
તોલમાં છે weighs
કીમતવાન, કીમતનું valuable
ઓછું less
કાસદ a messenger, a courier
તારનો સંદેશો a telegram
ગુરૂ long
સ્વર a vowel
લઘુ short
રજાઇ a quilt
વરસ દહાડાનું annual
આમદાની income
મહિનાની monthly
જાડું પાટિયું a thick plank
અછત scarcity
પટ breadth
પ્યાલું a bowl
માવું to contain
પગાર salary.
બુચ a cork
મુશ્કેલ difficult
ઉતારૂ passenger
કિલ્લો a castle
અગાઉ formerly
વડો છોકરો the eldest son
નાનો છોકરો the youngest son
ઓખાણું a riddle
પારખવું to solve
સદ્ગુણ a virtue
દુર્ગુણ a vice
શોક કરવો to grieve at
વસ્તી population
સામે opposite
મલ્લ a wrestler
સુંદર beautiful
પતંગ a kite
ઉડાવવું to fly

☞નીચે લખેલાં વાક્યનો તરજુમો જેટલી રીતે થાય તેટલી રીતે કરો.

૧. આ કલ્લું તોલમાં સવાશેર છે. ૨. માટે એવાં બે (two of them) અઢીશેર થશે (=થાય). ૩. સોનું રૂપા કરતાં પંદરગણું કીમતવાન છે. ૪. માટે એક તોલા સોનાની કીમત એક તોલા રૂપા કરતાં પંદરગણી થાય છે. ૫. આ મલ્લ કદમાં તમારા કરતાં

બમણો છે. ૬. જો કાસદ સાડાત્રણ વાગતે મારો તારનો સંદેશો લાવશે તો હું એને સાડાત્રણ રૂપીયા આપીશ. ૭. એક ગુરૂસ્વર લઘુસ્વરના કરતાં લંબાઇમાં બમણો (=બમણો લાંબો) છે. ૮. આ મારી રજાઇ એકવડી છે, તમારી બેવડી છે, બાપુની ચોવડી છે, પણ ત્રેવડી કોઇની નથી. ૯. તેની વરસ દહાડાની આમદાની મારી મહિનાની આમદાની કરતાં ઓછી છે. ૧૦. આ જાડું પાટિયું પેલા કરતાં બમણું જાડું છે. ૧૧. ગયે વરસે અનાજની બહુ અછત હતી, પણ આ વરસે તેની અર્ધી પણ નથી. ૧૨. નર્મદાનો પટ તાપી નદીના કરતાં દોઢો છે. ૧૩. આ પ્યાલું પેલાનું અર્ધુંએ નથી. ૧૪. તેથી એમાં તેનું અર્ધુંએ ન માય. ૧૫. તેનો પગાર મારા કરતાં સવાગણો છે. ૧૬. આ બુચ ખડિયાના મોં જેટલોજ છે. ૧૭. કાલ કરતાં આજે સવાગણા છોકરા નિશાળમાં હાજર છે. ૧૮. આજનો પાઠ ગઇ કાલના પાઠ કરતાં બમણો લાંબો અને ત્રણગણો મુશ્કેલ છે. ૧૯. કાલ કરતાં આજે બમણા ઉતારૂ આવ્યા. ૨૦. કિલ્લો અગાઉ હતો તેના કરતાં હમણા બમણો મોટો છે. ૨૧. હાલ તેની ઉમંર તેના વડા છોકરા કરતાં બમણી અને નાના છોકરા કરતાં ત્રણગણી છે. ૨૨. અંગ્રેજી ઓખાણા પારખવા એ ગુજરાતી ઓખાણા પારખવા કરતાં બમણું અઘરૂં છે. ૨૩. તેના સદ્‌ગુણ એના દુર્ગુણ કરતાં ત્રણગણા છે. ૨૪. એના બાપના મોત કરતાં એની માના મોતને લીધે (at) એણે બમણો શોક કીધો. ૨૫. મુંબઇની વસ્તી સુરતના કરતાં દસગણી છે ૨૬. નિશાળ સામે એક સુંદર મોટો પતંગ ઊડાવ્યો હતો તે માણુસ જેવડો ઊંચો હતો.

# પાઠ ૧૩.

## વગર રહેવું નહિ.

CANNOT BUT, CANNOT HELP, IS SURE TO.

૪૭) ઉદાહરણ.

| | |
|---|---|
| જો છોકરો ઉદ્યોગી હોય તો ભણવામાં આગળ વધ્યા વિના રહે નહિ. | If a boy is industrious he cannot but ( is sure to ) make progress. |
| જ્યારે આવી ભૂલો સાંભળે ત્યારે એનાથી હસ્યા વગર રહેવાય નહિ. | He cannot help laughing when he hears such mistakes. |

૪૮) ભાષાંતર વાક્યો.

માયાળુપણે વર્તવું to treat kindly ( સકર્મક )
ચહાવું to be fond of
ઉતાવળ કરવી to be in a hurry
નુકસાન કરવું to do an injury
પ્રમાણિક upright. [ to.
ખરાબ રીતે ચાલવું to conduct oneself badly
નીવડવું to turn out
અદબ રાખવી to be respectful to.
દરરોજ નિશાળે આવવું to be regular in one's attendance.
ઉદ્યોગી diligent
ભણવામાં one's studies
અસર કરવી to have an influence on [ with
ઘરોબો હોવો to be intimate
આડો cross
અનુપકારી disobliging
સાથી a school-fellow
નાપસંદ થવું to be disliked
આખરે ખરાબ પરિણામ થવું to come to a bad end
સૂઝવું to see (સકર્મક)
પશ્ચાત્તાપ કરવો to repent
સુધારવું to improve
તળે at the bottom
બાકું a leak [and then
તત્ક્ષણ immediately; there
તળીએ બેસવું to founder

☞ દરેક વાક્યનો તરજુમો એક કરતાં વધારે રીતે થઇ શકે.

૧. ઘોડો ઘાસ ખાધા વિના રહેતો નથી. ૨. કૂતરાની જોડે માયાળુપણે વર્તાય તો તે તેના ધણીને ચાહ્યા વિના રહેતો નથી. ૩. આ છોકરો જો સારી રીતે શીખવાય તો પસાર થયા વગર રહેશે નહિ. ૪. જો તમે ઘણી ઉતાવળ કરો તો તમે ચૂક કર્યા વગર રહેશો નહિ. ૫. અગર જો એણે મને તે નુકસાન કીધું તો પણ મારે કહ્યા વિના ચાલે નહિ કે તે પ્રમાણિક માણસ છે. ૬. તે છોકરો ખરાબ રીતે ચાલતો હતો તેથી હેડ માસ્તરને તેને ખરાબ સર્ટિફિકેટ આપ્યા વિના ચાલ્યુંજ નહિ. ૭ આ છોકરો સારો નિવડ્યા વગર રહેજ નહિ; તે મહેતાજીની અદબ રાખે છે, દરરોજ નિશાળે આવે છે તથા ભણવામાં ઉદ્યોગી છે. ૮. આવો છોકરો વર્ગના બીજા નિશાળીઆ ઉપર અસર કર્યા વિના રહે નહિ. ૯. જેઓ સઘળા એને ઓળખે છે તેઓ એને માન આપ્યા વગર રહેજ નહિ. ૧૦. તથા જેઓની જોડે એને ઘરોબો છે તેઓ ચાહ્યા વિના રહેજ નહિ. ૧૧. ત્રેલાભાઇ એવો આડો અને અનુપકારી છે કે એના સાથીઓથી એ ધિક્કારાયા વિના રહેજ નહિ. ૧૨. એને આંખરે ખરાબ પરિણામ થયા વગર રહેવાનું નથી. ૧૩. હું આશા રાખું છું કે એની મૂર્ખાઇ એને સૂઝશે, એ પશ્ચાત્તાપ કરશે ને સુધરશે. ૧૪. વહાણની તળેના બાકામાંથીપાણી આવવા માંડયું ને તેણે કરીને તે તત્ક્ષણ નીચે બેઠા વિના રહ્યું નહિ.

---

## પાઠ ૧૪.

### To Speak, To Talk, To Say, To Tell.

૪૯) To speak = બોલવું (એટલે મ્હોડામાંથી ઉચ્ચાર કહાડવો), જેમકે તે મુંગો છે, તે બોલી શકતો નથી. He is dumb, he cannot speak.

To talk=બોલવું (એટલે વાત કરવી), જેમકે વર્ગમાં તમારે વાત કરવી નહિ you should not talk in the class.

To say=કાંઇ કહેવું, કોઇને કાંઇ કહેવું, જેમકે તે કહે છે કે આજે ઘણા છોકરા ગેરહાજર છે. He says that many boys are absent to-day. તેણે મને કહ્યું કે ઘણા છોકરા ગેરહાજર છે. He said to me that many boys were absent.

To tell=કાંઇ કહેવું, કોઇને કાંઇ કહેવું. તેણે મને કહ્યું કે ઘણા છોકરા ગેરહાજર છે. He told me that many boys were absent.

સૂચના—યાદ રાખો કે He said to me અને He told me એમ બોલાય. He said me એ ખોટું છે.

૫૦) જ્યારે કંઇ હુકમ કરવો હોય ત્યારે said ની પછી વાક્ય આવે છે અને tell ની પાછળ Infinitive આવે છે. જેમકે શિક્ષકે તેને કહ્યું કે પેલી ચોપડી લઇ જાઓ The teacher said to him "Take away that book." The teacher told him to take away that book.

સૂચના ૧—ઉપર જે નિયમો આપ્યા છે તે સામાન્ય નિયમો છે, પણ અંગ્રેજી રૂઢી ઉપર ધ્યાન આપી તરજુમો કરવો. Tell the truth, Speak the truth એમ કહેવાય પણ Say the truth એ કેવળ ખોટું છે. વળી To tell a lie કહેવાય પણ to speak a lie નહિ કહેવાય.

વળી Tell us a good story, Tell me your wants આ પ્રમાણે આજ્ઞાર્થે tell હોય ત્યાં say ઘણું કરીને ન વાપરવો.

સૂચના ૨—કહેવુંનો અર્થ કોઇ વેળા કંઇ નામ કે ઉપમા આપવાનો થાય છે. જેમકે તેણે મને મૂર્ખો કહ્યો, એટલે મૂર્ખ એવું નામ આપ્યું. તેવે પ્રસંગે કહેવુંનો અર્થ call થાય છે. તેણે મને મૂર્ખ કહ્યો. He called me a fool.

## ૫૧) ભાષાંતર વાક્યો.

એકે not a single
ફરીથી કહેવું to repeat
પૂર્વ the east
ભોળો plain, simple
મુસાફરી journey, travels
—ને આગ લાગવી to take fire
પહેલો ભાગ the first half
દરવાજો a gate
વાર્તા a story
રસિક interesting
પાછલો ભાગ the latter half
એકે વખતે at once, altogether
વાત કહેનાર a story-teller
સભા a meeting
અંગ્રેજ an Englishman
ગમે તે what you will
છાલ bark
ઉતારવું to take off
વિદ્યાકળા science and arts
ધામ seat
ઠોઠ a dunce

૧. માણુસ સિવાય કોઇ પ્રાણી (no) બોલી શકતું નથી. ૨. વર્ગમાં જતાંજ મેં બધા છોકરાઓને એકબીજા જોડે વાતો કરતા દીઠા, પણ બાપુજી એકે શબ્દ ન બોલ્યો. ૩. બાઇએ મને કહ્યું કે બારી બંધ કરો. ૪. તેઓએ (માનાર્થ) મને ફરમાવ્યું કે આ પત્ર વાંચીને ફાડી નાખજો. ૫. તમારી મુસાફરીમાં તમે શું શું જોઇ આવ્યા તે અમને નહિ કહો? ૬. છોકરાઓએ મેહતાજીને કહ્યું કે સીપાઇ (તો) ઉંઘે છે. ૭ ઘરને આગ કેમ લાગી તે કોઇ અમને કહી શક્યું નહિ. ૮. વાર્તા એટલી રસિક હતી કે રાજાએ વાત કહેનારને તે ફરીથી કહી જવાને ફરમાવ્યું. ૯. આગગાડી ક્યારે આવશે? ૧૦. તમે જેટલું (થોડું) જાણો છો એટલું હું જાણું છું. ૧૧. અમે

ધાર્યું કે તમે સભામાં બોલશો, પણ તમે (તો) કાંઇ બોલ્યા નહિ. ૧૨. બાગબાને અમને કહ્યું કે જો આ ઝાડની છાલ ઉતારી લો તો એ ખચ્ચિત મરી જાય. ૧૩. આ વિષે મારે કાંઇ કહેવું છે. ૧૪. તમે વાતનો પહેલો ભાગ કહ્યો, પાછલો ભાગ કેમ નથી કહેતા? ૧૫. તેને કહો કે કાલે સવારે ૭ વાગે આવે. ૧૬. આ માણસ અંગ્રેજી સારું બોલે છે. ૧૭. હા, એ સારું બોલે છે ખરો, પણ એક અંગ્રેજ બોલે તેવું એ બોલી શકે નહિ. ૧૮. જો તમે બધા એક વખતે બોલો તો તમે શું કહો છો તે હું કેમ સમજી શકું? ૧૯. રામદાસ, આનું અંગ્રેજી શું? (=એ અંગ્રેજીમાં કેમ કહો છો). ૨૦. મુંબઇ (એ) હિંદુસ્તાનનું સૌથી મોટું બંદર છે, એને પૂર્વનો દરવાજો કેહ છે. ૨૧. અસલ ઍથન્સ વિદ્યાકળાનું મુખ્ય ધામ હતું, એને ગ્રીસની આંખ કહેતા. ૨૨. તમે તેને ગમે તે કહો, મૂર્ખ કહો, ડોઠ કહો, પણ અમારાથી આટલું તો કહ્યા વગર ચાલતું નથી કે તે ભોળો માણસ હતો અને મનમાં જે હોય તે કહી દેતો.

---

## પાઠ ૧૫.

### To Refuse તથા To Deny; For, Since અને Ago; Until અને As Long As.

૫૨) ગુજરાતીમાં જ્યાં એકજ શબ્દ ચાલે ત્યાં કોઇવેળા અંગ્રેજીમાં જૂદા જૂદા શબ્દો લેવા પડે છે. જેમકે ના કહેવી એને માટે અંગ્રેજીમાં બે શબ્દો છે--to refuse અને to deny. તેમજ થી, થયાં ને માટે for તથા since આવે છે. જ્યાં લગી ને માટે until કે as long as વપરાય છે. અંગ્રેજીમાં આ શબ્દો એક સરખી રીતે વપરાતા નથી.

૫૩) To refuse = ના કહેવી, નાકબૂલ કરવું; એટલે કાંઇ કરવાને ના કહેવી, કાંઇ આપવા કહ્યું હોય તેની ના કહેવી. જેમકે તે વર્ગની બહાર જવા ના કહે છે He refuses to go out of the class. લોકોએ તેને ગાદી આપવા કહી પણ તેણે ના કહી People offered him the crown but he refused it.

To deny = ના કહેવી, નામુકર જવું; એટલે કાંઇ પણ કીધું નથી, કહ્યું નથી એમ કહેવું. જેમકે, તે કહે છે કે મેં ચોપડી ચોરી નથી = તે ચોપડી ચોર્યાની ના પાડે છે He denies that he has stolen the book અથવા He denies having stolen the book.

૫૪) Since અને For. અંગ્રેજી બોલનારા દેશી Since ના સંબંધમાં ઘણી ભૂલો કરે છે. Since five days, since two hours, since a year આવી ભૂલો સાધારણ છે. પાંચ દિવસ થયાં, બે કલાક થયાં, આ વાક્યોમાં થયાં ને માટે for વાપરવો જોઇએ, For five days, for two hours. વખતની મુદત કે દરમિયાન બતાવવાનો હોય, પછી પાંચ વર્ષ કે પાંચ મિનિટ, તો for વાપરવો. For two years, for the whole day, for an hour, for a minute, એમ બોલાય છે. તે દસ દિવસ થયાં માંદો છે He has been ill for ten days.

Since નો અર્થ થી કે ત્યારથી થાય છે. સવારથી તમારી રાહ જોઇએ છીએ We have been waiting for you since morning. તેને ઉપલા વર્ગમાં ચઢાવ્યો ત્યારથી તે ગેરહાજર છે He has been absent since he was promoted to the higher class. આ ઉદાહરણો ઉપરથી દેખાશે

કે Since ની પછી નામ આવે, જેમકે, Since morning since Christmas, અથવા તો તેની પછી ઉપવાક્ય આવે જેમકે, Since he was promoted to the higher class, Since he went to England. યાદ રાખો કે Since ની પછી વખતની મુદ્દત નહિ આવે પણ કંઇ ચોક્કસ વખત (a point of time) બતાવનાર શબ્દ કે વાક્ય આવે. Since two o'clock, since the school closed, since daybreak, since the war began, આ નમુના ધ્યાનમાં રાખો.

૫૫) Since અને Ago. Ago નો અર્થ ની વાત ઉપર એવો થાય છે. બે વરસની વાત ઉપર Two years ago, બે અઠવાડીઆં પર two weeks ago. બે વરસ ઉપર એક ધર્તીકંપ થયો હતો There was an earthquake two years ago.

Ago ને ઠેકાણે since વાપરવો હોય તો વાક્યને ઉલટાવવું. ધર્તીકંપ થયાને બે વરસ થયાં છે It is two years since there was an earthquake.

Ago અને Since માં ફેર એટલોજ છે કે Ago વાપરીએ ત્યારે વર્તમાન કાળથી ગણતા પાછળ જઇએ છીએ અને જ્યારે Since વપરાય છે ત્યારે આપણે ભૂતકાળથી ગણતા ચાલુ વખત સુધી આવીએ છીએ. ત્રણસો વરસ ઉપર પહેલી અંગ્રેજી કોઠી સુરતમાં થઇ હતી The first English Factory was established in Surat 300 years ago. એમાં આપણે હાલથી ગણતાં ભૂતકાળ તરફ પાછળ જઇએ છીએ. It is 300 years since the first English Factory was established in Surat. આમાં આપણે ભૂતકાળથી ગણતાં હાલ સુધી આવીએ છીએ.

૫૬) Till ( કે Until ) અને as long as. એઉના અર્થ જ્યાં સુધી થાય છે. પણ ફેર એટલો છે કે till કે until ની પછી ચોક્કસ વખત ( a point of time ) બતાવનાર શબ્દ કે વાક્ય જોઇએ, અને as long as ની પછી મુદ્દત (duration of time) બતાવનાર શબ્દ કે વાક્ય જોઇએ. તમે જ્યાં લગી જીવશો ત્યાં લગી સુખી રહેશો You will be happy as long as you live. તે મરશે ત્યાં લગી પસ્તાવો કરશે He will repent till he dies ( કે till his death ).

## ૫૭) ભાષાંતર વાક્યો.

ઘરધણી a landlord
ભાડાનામું a lease
જારી કરવું to renew
શરત a condition
આરોપી the accused
–માં હાથ હોવો to have a hand in.
ખુન કરવું to commit a murder
સાફ plainly
વકીલ a lawyer
રાખવું to engage
જામીન પર છોડવું to release on bail
ટીપું a drop
ચોમાસું the rainy season, the monsoon
દુકાળ a famine
માફ માગવી to apologize, to beg pardon
નસ a vein
વફાદાર loyal
સેવા બજાવવી to serve
વિચાર an idea, a notion
વાળ hair
ધોળા થવું to turn grey
પડતી થવી to decline
(આગ) લાગવી to break out
વખતસર punctually
વરસોના વરસ for years
ક્યાં લગી how long
અંધેર misrule, anarchy
રહેવું to continue
અજ્ઞાન ignorant
આભાર માનવો to thank

૧. મોહન પાસે પેનસીલ નથી અને નવી ખરીદવાને તે ના કહે છે. ૨. ઘરધણી ભાડાનામું પાછું જારી કરવા ના કહે છે અને કહે છે કે એવી શરત મેં કરી નથી. ૩. આરોપીએ કહ્યું કે આ કામમાં મારો હાથ નથી. ૪. આરોપીએ સાફ ના કહી કે આ ખુન મેં કર્યું નથી. ૫. તેના મિત્રોએ તેને કહ્યું કે તું એક વકીલને રાખ, પણ તેમ કરવાની તે ના કહે છે. ૬. તેણે પોતાનું નામ, ધંધો, તથા ઉમર કહેવાની ના પાડી. ૭. કોર્ટે તેને જામીન પર છોડવાને ના કહી. ૮. ગયે સાલ એક ધૂમકેતુ આકાશમાં દેખાયો હતો (past tense). ૯. બાર મહિના પર એક ધૂમકેતુ દેખાયો હતો. ૧૦. ધૂમકેતુને દેખાયાને બાર મહિના થયા છે. ૧૧. જ્યાં સુધી તે માફ માગે નહિ ત્યાં સુધી શિક્ષક તેને વર્ગમાં પાછો બેસાડવાની ના કહે છે. ૧૨. સુરતમાં મોટી આગ લાગી ત્યારથી સુરતની પડતી થવા લાગી. ૧૩. જ્યાં લગી મારી નસોમાં લોહી વહે છે ત્યાં લગી હું સરકારને વફાદાર રહીશ અને મારા દેશની સેવા બજાવીશ. ૧૪. જ્યાં લગી તમે લન્ડન જુઓ નહિ ત્યાં લગી તમને તેની મોટાઇનો વિચાર કદી આવશે નહિ. ૧૫. જ્યાં લગી તમારા વાળ ધોળા થાય નહિ ત્યાં લગી તમે ઘરડા કહેવાઓ નહિ. ૧૬. હમીરે ભુવડને કહ્યું, "જ્યાં લગી પંચાસરમાં સુરપાળ છે ત્યાં સુધી એ શહેર જીતવાની આશા નથી." ૧૭. બસો વરસ સુધી આ મંદીર બંધાતું હતું. ૧૮. આખું ચોમાસુ વરસાદનું એક ટીપું પડયું નહિ અને બે વરસ લગી દેશમાં દુકાળ રહ્યો. ૧૯. છેલ્લો દુકાળ પડ્યાને દસ વરસ થયાં છે. ૨૦. છ દિવસ થયાં તે નિશાળે વખતસર આવે છે. ૨૧. સોમવારથી તે વખતસર નિશાળે આવે છે. ૨૨. મારો ભાઇ પરણ્યો તેને ત્રણ મહિના થયા છે. ૨૩. વરસોનાં વરસ સુધી આ અંધેર

આવ્યું છે અને કોણજાણે ક્યાં લગી તે ચાલશે ? ૨૪. જ્યાંલગી લોકો અજ્ઞાન અને આળસુ રહેશે ત્યાં લગી એ અંધેર ચાલશે. ૨૫. તમારૂં ઘડીઆળ ખોવાઇ ગયું છે, તમે નવું લો ત્યાં સુધી મારૂં વાપરજો. ૨૬. તમારો આભાર માનું છું, પણ જ્યાં સુધી મંછારામનું ઘડીઆળ વાપરૂં છું ત્યાં લગી મને નવું લેવાની જરૂર નથી.

---

## પાઠ ૧૬.

### OTHER, ANOTHER, OTHERS.

૫૮) Other, another એનો અર્થ બીજો, બીજી કે બીજું થાય છે. એ શબ્દો વાપરતાં ઘણી ભૂલો થાય છે. આપણે પહેલાં another ની વાત કરીએ.

અ) Another એ શબ્દ an અને other નો બનેલો છે. An બીજા શબ્દો આગળ મૂકવામાં આવે છે, પણ other ની સાથે જોડી દેવામાં આવે છે. Another એકલો સર્વનામ તરીકે અથવા બીજાં નામ આગળ વિશેષણ તરીકે વપરાય છે, પણ તે એક વચનેજ વપરાય; જેમકે I cannot write with this pen, I must get another.

"Have you yet another brother ?"

સૂચના—વિદ્યાર્થીઓ ઘણીવાર the another લખે છે. એ ખોટું છે. Another માં an તો આર્ટિકલ છેજ, વળી the તેની આગળ કેમ આવે ?

આ) Other એકલો વપરાતો નથી. એની આગળ કોઇ નામ જોઇએ, અથવા તો the other, others એમ the સાથે કે બહુવચને વપરાય છે; જેમકે—

**Have you not other balls besides these ?**

These workmen are old, we must get others. You had two balls; here is one, where is the other?

ઙ) બે વસ્તુમાંથી એકની વાત કરી બીજાને માટે બોલીએ તો the other વપરાય અને બેથી વધારે વસ્તુ હોય તો બીજા કે અન્યને માટે another વાપરવું. I have two pencils; I shall keep one for myself, you may take the other. This pencil is bad, I must get another.

ઈ) વગેરે, ઇત્યાદિનો અર્થ 'અને બીજા' એવો થાય છે. તેને માટે અંગ્રેજીમાં and others વપરાય છે. પણ એ વાપરવામાં ઘણાઓ ભૂલ કરે છે. Haidar, Shivaji and others rose from a humble position. એમ કહેવું બરાબર છે: પણ Tables, chairs and others એમ નહિ ચાલે. Tables, chairs, &c., (et cetera=અને બીજા) એમ બોલવું.

## ૫૬) ભાષાંતર વાક્યો.

—નું હોવું to belong
અસલના ancient
યાહુદીઓ the Jews
ચીનાઓ the Chinese
ગ્રીક લોકો the Greeks
રોમન લોકો the Romans
શોધક a discoverer
ચઇ (=જઇ) sailing
શિવાય besides (ઉમેરવું)
શિવાય except (બાદ કરવું)
વિષય a subject
નિંદા કરવી to revile
લિલામ, હરાજી an auction
ઝવેરી a jeweller
તે દીવસે the other day
બીજે દીવસે the next day
અપમાન an insult
સહન કરવું to put up with, to tolerate
મૂકવું (ઈંડું) to lay

૧. સોનું બીજી બધી ધાતુ કરતાં ભારે છે. ૨. આ મારી પેટી નથી, એ કોઇ બીજાની છે. ૩. ચંદ્રની એકજ બાજુ આપણે જોઇએ છીએ, બીજી આપણે જોઇ શકતા નથી. ૪. પૅસિફિક મહાસાગરની એક બાજુએ એશ્યા છે, અને બીજી બાજુએ અમેરિકા છે. ૫. ખગોળશાસ્ત્ર (કંઇ) નવું શાસ્ત્ર નથી, અસલના હિંદુઓ, યાહુદીઓ ચીનાઓ વગેરે પ્રજાઓને ખગોળનું સારૂં જ્ઞાન હતું. ૬. ગ્રીક લોકો, રોમન લોકો અને બીજાઓ તે કાંઇક જાણતા હતા. ૭. ભાસ્કરાચાર્ય એક મોટો હિંદુ ખગોળવેત્તા થઇ ગયો છે (was). ૮. તેની પહેલાં એક બીજો થઇ ગયો હતો, તેનું નામ વરામિહીર હતું. ૯. કોલંબસ એક મહાન શોધક હતો, બીજા કોઇ વિષે તમો જાણો છો? ૧૦. હાજી, વાસ્કો ડી ગામા પોર્ટુગાલથી નીકળી, આફ્રિકાની દક્ષિણે થઇ હિંદુસ્તાન આવ્યો હતો. ૧૧. એ શિવાય બીજા ઘણા શોધકો થઇ ગયા છે. ૧૨. ભૂગોળ શિવાય તે બધા વિષયમાં નાપાસ થયો છે. ૧૩. રણજીતસીંહ શિવાય પંજાબનો કોઇ મોટો રાજા થયો નથી. ૧૪. આપણી નિશાળની જૂની ખુરસીઓ, પાટલીઓ, મેજ વગેરે હરાજી કરીને વેચવાની છે. ૧૫. જો કોઇ તમારી નિંદા કરે તો તેમને કરવા દો, તમારે કોઇની નિંદા કરવી નહિ. ૧૬. હું ઝવેરીને ત્યાં ગયો કેમકે મારે એક વીંટી લેવી હતી. ૧૭ તેણે મને એક બતાવી, પછી બીજી, પછી વળી બીજી, પણ મને એકે પસંદ ન આવી. ૧૮. બીજે દિવસે હું ફરી તેને ત્યાં ગયો અને કહ્યું તમે મને તે દિવસે જે વીંટી દેખાડી હતી તેવી આ વીંટીઓ નથી. ૧૯. આના જેવો બીજો બાગ આ શહેરમાં છે? ૨૦. બીજા ઘણા બાગ છે પણ તે શહેરના બીજા ભાગોમાં છે. ૨૧. મારી જગાએ બીજો હોત તો તે આ અપમાન સહન ન

કરત. ૨૨. એક માણસ એક વાત કહે છે, બીજો બીજી વાત કહે છે. ૨૩. મરઘીએ ઘાસમાં ઈંડું મૂક્યું છે, કાલે બીજું ત્યાંજ મુકશે.

---

# પાઠ ૧૭.

## પરોક્ષ રચના.

## THE INDIRECT CONSTRUCTION.

૬૦) "મહેતાજીએ કહ્યું કે હું કામમાં છું" આ વાક્યનો અંગ્રેજીમાં બે રીતે તરજુમો થાય—

The teacher said "I am busy."

The teacher said that he was busy.

પહેલી રીતને the direct construction, સીધી રચના કહે છે. એમાં બોલનારના શબ્દોજ આવે છે.

બીજી રીતને the indirect construction, પરોક્ષ રચના કહે છે. એમાં બોલનારના શબ્દો નથી આવતા પણ તેનું જે કહેલું તેની હકીકત આવે છે.

સૂચના.—પરોક્ષ રચનામાં કાળાન્વય, the sequence of tenses ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. વળી સર્વનામના પુરૂષમાં પણ અગત્યના ફેરફાર કરવા પડે છે તે ઉપર પણ લક્ષ આપવું જરૂરનું છે.

૬૧) The teacher said એ મુખ્ય વાક્ય છે એમાંનો ક્રિયાપદ said એ અંગ્રેજીમાં the reporting verb કહેવાય છે અને "I am busy" એ ઉપવાક્યને the reported speech કહે છે.

(૬૨) નિયમ ૧—જો reporting verb વર્તમાન કે ભવિષ્યકાળનું હોય તો reported speech માંના ક્રિયાપદના કાળમાં ફેરફાર કરવાની જરૂર નથી. પણ જો reporting verb ભૂતકાળનું હોય તો reported speech ના ક્રિયાપદને ભૂતકાળનું રૂપ આપવું પડે છે. જેમકે, The teacher *said* that he *was* busy.

સૂચના.—"શિક્ષકે કહ્યું કે હું કામમાં છું" એ વાક્યમાં "શિક્ષક" બોલનાર (The speaker) છે. પણ જો ગોપાળ ચીમનને કહે કે "શિક્ષકે કહ્યું કે હું કામમાં છું" તો ગોપાળ reporter (બીજાને હકીકત કહેનાર) કહેવાય. The speaker અને the reporter એ બેનો સંબંધ ધ્યાનમાં રાખવો; અને યાદ રાખવું કે બોલનાર કે હકીકત કહેનાર પોતાને માટે હમેશાં "હું" વાપરશે અને જેને તે કહી સંભળાવે છે તેને માટે "તું" કે "તમે" વાપરશે અને બીજા બધાને માટે "તે" કે "તેઓ" વાપરશે. જેમકે, એક શિક્ષક તેના વર્ગના છોકરાઓને કહે I am very glad to see you. એકજણ આ સાંભળીને બીજાને કહે The teacher said to the boys, "I am very glad to see you." અથવા The teacher said to the boys that he was very glad to see them. પણ છોકરાઓમાંનો કોઇ કહે તો તે આમ કહેશે The teacher said to us that he was very glad to see us. હવે કોઇ બીજો માણસ છોકરાઓને કહે તો તે આમ કહેશે The teacher said to you that he was very glad to see you.

બીજું ઉદાહરણ લઇએ. વર્ગના એક છોકરા સોરાબે બીજા છોકરા બેહરામને કહ્યું You are a fool. બેહરામ શિક્ષક પાસે

ફરિયાદ કરવા ગયો ને બોલ્યો Sorab said to me that you are a fool. આ કેવી મોટી ભૂલ! સોરાબ એ speaker છે અને બેહરામ reporter છે, અને શિક્ષક સાંભળનાર છે. સાંભળનાર એટલે બીજો પુરૂષ સર્વનામ, ત્યારે you કોને લાગુ પડે? સોરાબ બેહરામ સાથે બોલતાં બેહરામને you કહે, પણ બેહરામ શિક્ષક આગળ હકીકત કહે ત્યારે you તો શિક્ષકને લાગુ પડે. માટે બેહરામે આમ કહેવું હતું Sorab said to me that I was a fool." માટે સર્વનામને માટે નીચે પ્રમાણે નિયમ છે.

**નિયમ ૨**—બોલનાર કે હકીકત કહેનાર (the speaker and the reporter) પોતાને માટે હમેશાં "હું" કે "અમે" વાપરે છે, જેની સાથે વાત કરે છે કે હકીકત સંભળાવે છે તેને માટે "તું" કે "તમે" વાપરે છે, અને બીજા બધાને માટે "તે" કે "તેઓ" વાપરે છે.

## ઉદાહરણો.

Gopal said to me "You have spoken the truth."
Gopal said to me that I had spoken the truth

Gopal said to you "You have spoken the truth."
Gopal said to you that you had spoken the truth.

I said to Gopal "You are an honest fellow."
I said to Gopal that he was an honest fellow.

૬૩) ઉપલા નિયમો સામાન્ય છે, પણ જો વાક્ય પ્રશ્નાર્થ કે આજ્ઞાર્થ હોય તો નીચે લખેલા નિયમો લાગુ પડે છે.

**નિયમ ૧**—જો પ્રશ્નનો જવાબ હા કે ના આવતો હોય તો reporting verb *said* ને બદલે *ask* કે *enquire*

વાપરવું અને સંયોગી that ને બદલે if કે whether વાપરવો અને ક્રિયાપદને કર્ત્તાની પછી મુકવો, જેમકે–

He said to me "Are you ready?"
He asked me if I was ready.

**નિયમ ૨**–જો પ્રશ્નનો જવાબ હા કે ના નો ન હોય તો said ને બદલે ask મુકી ક્રિયાપદને કર્ત્તાની પછી મુકવો. જેમકે—

He said to the boy "Where are you going?"
He asked the boy where he was going.

I said to him "How are you?"
I asked him how he was.

૬૪) આજ્ઞાર્થ હુકમ અથવા વિનંતી બતાવે છે.

**નિયમ**—જો હુકમનો અર્થ હોય તો reporting verb 'said' ને બદલી તેને ઠેકાણે tell, order, bid, command એ ક્રિયાપદો વાપરવા; અને જો વિનંતીનો અર્થ હોય તો request, ask, beseech, entreat વગેરે ક્રિયાપદો વાપરવાં અને reported speech માં જે ક્રિયાપદ આજ્ઞાર્થે હોય તેને સામાન્ય કૃદંત બનાવવું.

He said to me "go and ring the bell."

He told me to go and (to) ring the bell.

He said to the teacher "please, explain this sum to me."

He requested the teacher to explain that sum to him.

## ૬૫) ભાષાંતર વાક્યો.

નિર્દોષ innocent
—ને મોડું થવું to be late
પજવવું to molest
ખાલી કરવું to vacate
બેસવું to sit, to wait
હોડીવાળો a boatman
ઉતારવું (હોડી) to launch
કુંવરી a princess
ભિખારી a beggar
મંગાવવું to send for
યુદ્ધ a battle
થવું (લડાઇનું) to be fought

૧. ન્યાયાધીશે તેને કહ્યું કે તું નિર્દોષ છે. ૨ તેણે અમને કહ્યું કે, "તમને મોડું થશે." ૩. મારા બાપાએ પૂછ્યું કે જવાનો વખત થયો છે? ૪. મેં તે બાઇને કહ્યું કે તમારો છોકરો અમને બહુ પજવે છે. ૫. તેઓએ કહ્યું કે અમે જેમ બને તેમ જલદી અહીંઆંથી નીકળીશું. ૬. મેં તેમને કહ્યું કે હું ઘણો દિલગીર છું, આ કામ હું કરી શકનો નથી. ૭. તે વટેમાર્ગુએ છોકરાઓને પૂછ્યું સૌથી ટુંકો રસ્તો કયો છે? ૮. તે અમલદારે ગામના લોકોને કહ્યું તમારાં ઘર ખાલી કરો અને જઇને ખેતરોમાં રહો. ૯. અમે અમારા ચાકરને કહ્યું કે અમે પાછા આવીએ ત્યાં લગી અહીંઆં બેસજે." ૧૦. તેણે ન્યાયાધીશને કહ્યું કે હું મારી ભૂલને માટે દિલગીર છું, મને માફ કરો. ૧૧. તેણે હોડીવાળાને કહ્યું તારી હોડી ઉતાર અને મને પેલે પાર લઇ જા. ૧૨. તે કુંવરીએ રાજાને કહ્યું કે મારા ધણીની વીંટી પેલા આંધળા ભિખારીની આંગળી પર મેં જોઇ છે, એને બોલાવીને એ વીંટી વિષે પુછો. ૧૩. મેં તેને કહ્યું કે તમે મને આજે મળવા આવ્યા તેથી ખુશી છું કેમકે એક અઠવાડિયામાં હું મુંબઇ જનાર છું. ૧૪. પછી તેણે પોતાના છોકરા જ્યૉર્જને કહ્યું, આ ઝાડ તેં કાપ્યું? ૧૫. ડોસાએ મને પુછ્યું તું મને ઓળખે છે? ૧૬. મેં ડોસાને પુછ્યું તમે મને ઓળખો

છો ? ૧૭. શિક્ષકે મને પુછ્યું તમે પેલી ચોપડી મંગાવી ? ૧૮. તેણે નાનાં બાળકોને કહ્યું, તમે જાણો છો તમને કોણે પેદા કર્યાં ? ૧૯. સિંહે શિયાળને કહ્યું શું હું વનનો રાજા નથી ? ૨૦. મહેતાજીએ છોકરાઓને પુછ્યું, પ્લાસિનું યુદ્ધ ક્યારે થયું તે તમે કહી શકશો ?

# પાઠ ૧૮.

## દ્વિત્વભૂતકાળ.

### THE PLUPERFECT TENSE

૫૫) આ રૂપના ખરેખરા ઉપયોગનું જ્ઞાન મેળવવું મુશ્કેલ છે કારણ કે ગુજરાતીમાં દ્વિત્વભૂતકાળનું રૂપ બે અર્થે વપરાય છે, સાદા ભૂતકાળના રૂપને અર્થે અને પૂર્વ ભૂતકાળના રૂપને અર્થે. ભૂતકાળમાં કોઇ ક્રિયા થઇ ગઇ એવું ઘણી વખત જણાવવું પડે છે, અને ભૂતકાળમાં અમુક ક્રિયા પહેલાં બીજી ક્રિયા થઇ એ કોઇ વખતેજ જણાવવું પડે છે, તેથી દ્વિત્વભૂતનું રૂપ ગુજરાતીમાં ઘણીખરી વાર સાદા ભૂતને અર્થે વપરાય છે, પણ અંગ્રેજીમાં એમ કોઇ દિવસ વપરાય નહિ, જેમકે, કાલે હું નિશાળે ચાલતો આવ્યો હતો એનો એટલો અર્થ થાય છે કે કાલે હું નિશાળે ચાલતો આવ્યો I walked to school yesterday, એનો તરજુમો I had walked to school yesterday થી કરો તો બિલકુલ ખોટો થાય.

માટે વિદ્યાર્થીઓએ જાણવું કે જ્યારે થઇ ગએલી બે ક્રિયાનો મુકાબલો કીધેલો હોય છે અને તેમાંની એક બીજા કરતાં પહેલી થઇ ગએલી હોય છે ત્યારે અંગ્રેજીમાં દ્વિત્વભૂતનું કામ પડે છે. આ અર્થ જણાવવા માટે પાઠમાળામાં એને પૂર્વભૂત કહેલો છે.

**નિયમ ૧**—જ્યારે ગુજરાતીમાં દ્વિત્વભૂતનો અર્થ સાદા ભૂતકાળના જેવો થતો હોય ત્યારે અંગ્રેજીમાં દ્વિત્વભૂત નહિ પણ સાદો ભૂત કે did વાપરીને તરજુમો કરવો. જેમકે, ગઇ કાલે તે મોડો આવ્યો હતો He came late yesterday. આજે સવારે હું તેને મળવા ગયો હતો I went to see him this morning.

**નિયમ ૨**—જો કોઇ ક્રિયા બીજી ક્રિયાની પહેલાં થઇ હોય તો તે પ્રસંગે દ્વિત્વભૂતકાળ pluperfect tense વાપરવો. જેમકે, વરસાદ આવ્યો ત્યાર પહેલાં તેણે ખેતર ચાસ્યું હતું He had tilled the field before the rain came. વૉશિંગ્ટન જેણે દેશની સારી સેવા બજાવી હતી તેને લશ્કરનો ઉપરી બનાવ્યો Washington who had rendered good services to his country was appointed general.

## ૫૭) ભાષાંતર વાક્યો.

ચઢાઇ કરવી to invade (સકર્મક)
દૂધપાક rice-pudding.
જમવું (સકર્મક) to have to dinner
જમવું (અકર્મક) to dine
નદી કિનારે on the riverside
લૂગડાં કાઢવાં to take off one's clothes
નહાવા પડવું to be going to [bathe
છેલ્લી વખત last
પહોંચવું (સકર્મક) to receive
ખબર મળવી to receive information about
બાપડી a poor girl
લકવો paralysis
રહી જવું to lose the use of
મને ભણતાં બે મહિના થયા I have been learning for two months
સિકંદર Alexander the Great
રોપવું to plant
ઝાઝો વખત long
બદલી થવી to be trans- [ferred

૧. મહમુદે હિંદુસ્તાન ઉપર બાર વખત ચઢાઇ કરી હતી. ૨. ગઇ કાલે મુંબઇની ગાડી મોડી આવી હતી. ૩. હું આવ્યો ત્યારે તેઓએ કેરીઓ ખાધી. ૪. હું આવ્યો તે પહેલાં તેઓએ કેરીઓ ખાધેલી હતી. ૫. ગઇ કાલે દૂધપાક જમ્યા હતા. ૬. પાંચ વાગે તમે જમ્યા હતા. ૭. મેં તેને નદી કિનારે જોયો ત્યારે તેણે લૂગડાં કાઢેલાં હતાં અને નહાવા પડતો હતો. ૮. તમે એને છેલ્લી વખત મળ્યા ત્યારે મારો કાગળ એને પહોંચ્યો હતો? ૯. આજે નિશાળે ડેપ્યુટી ઇન્સ્પેક્ટર (સાહેબ) આવ્યા હતા. ૧૦. પણ તેના આવ્યા પહેલાં મહેતાજીને ખબર મળી હતી. ૧૧. મંગળી સાથી નાની હતી; એ બાપડી બે વરસની હતી ત્યારથી તેને લકવાને લીધે એના પગ રહી ગયા હતા. ૧૨. પરીક્ષા પછી વીસ છોકરા હાઇસ્કૂલમાં દાખલ કીધા હતા (use the passive). ૧૩. તમે નિશાળે દાખલ થયા ત્યારે મને અંગ્રેજી ભણતાં ત્રણ મહિના થયા હતા. ૧૪. સિકંદર હિંદુસ્તાનમાં આવ્યો હતો. ૧૫. તમે કોણ છો? મેં તમને અગાઉ કદી જોયા નહોતા. ૧૬. તમે મારે ત્યાં આવ્યા ત્યાર પહેલાં મેં મારા પાઠ પુરા કર્યા હતા. ૧૭. તે મુંબઇથી એક ઝાડ લાવ્યો હતો ને ગઇ કાલે વાડીમાં રોપ્યું હતું. ૧૮. હું એની પાસે ગયો હતો ત્યારે તેણે બે લીટી લખી હતી. ૧૯. હું ઝાઝો વખત સૂરતમાં રહ્યો નહોતો. સૂરતમાં હું ત્રણ મહિના રહ્યો પછી મારી બદલી મુંબઇ થઇ.

---

# ભાષાંતરપાઠો.

## પાઠ ૧.

### દેશ દેશનો ચાલ.[1]

બધા દેશની રીતભાત મળતી નથી આવતી. જુદા જુદા દેશના માણસ જુદો જુદો[2] પહેરવેશ પહેરે છે. આપણો પહેરવેશ જુદો[3]; મારવાડીનો[4] જુદો; દક્ષિણીનો જુદો; સાહેબ લોકોનો જુદો. આપણે બધા પાઘડીઓ પહેરીએ છીએ, ને સાહેબ લોકો ટોપીઓ ઘાલે છે. આપણામાં ધોતીઆં પહેરવાનો ચાલ છે,[5] અને બીજા કેટલાકમાં સુરવાળ કે ચોરણા પહેરવાનો ચાલ છે. બોલીમાંએ (also) ફેર છે. જેને આપણે રોટલી[6] કહીએ છીએ તેને દક્ષિણી લોક ભાકર[6] કહે છે, અને મુસલમાન રોટી[6] કહે છે. ચામડીના રંગમાં પણ ફેર છે હબશીની ચામડી સામળી હોય છે, આપણી[7] ને બીજા કેટલાકની ઘઉંના રંગ જેવી હોય છે, ને સાહેબ લોકની ગોરી હોય છે.

૧=જુદા જુદા દેશના જુદા ચાલ.

૨=જુદી તરેહનો.

૩ છે અધ્યાહાર્ય છે. અંગ્રેજીમાં ક્રિયાપદ લખવો પડશે.

૪ મારવાડીનો (ચાલ) એ પ્રમાણે જ્યારે એક નામ છઠ્ઠી વિભક્તિએ આવીને બીજું નામ અધ્યાહાર્ય રહેલું ત્યારે અંગ્રેજીમાં that of, those of વાપરે છે, જેમકે, મારી પાઘડી તો આ રહી અને મહેતાજીની તો મેજપર છે. This is my turban here, and that of the teacher is on the table.

૫=આપણો ચાલ ધોતીઆ પહેરવાનો છે.

૬ આ શબ્દો રોમન અક્ષરે લખી લેવા જોઇએ, rotali, bhākar, roti.

# પાઠ ૨.

## વડ.

વડનું ઝાડ બીજાં ઝાડો કરતાં મોટું થાય છે[1]. એનું થડ જાડું થાય છે, અને એનાં મોટાં મોટાં[2] ડાળાંમાંથી દોરીઓ જેવા ફાંટા નીકળીને લટકે છે.[3] તે લાંબા વધતા વધતા[4] ભોંયલગણુ જાય છે, ત્યારે (when) તેમાં ઉતરે છે, ને તેને મૂળ બાઝે છે[5]; એને વડવાઇ કહે છે.[6] તે પછી જાણે[7] જુદાં ઝાડ હોય, તેમ વધે છે, ને તેઓ એવી[8] જાડી થાય છે જે ઘણે વર્ષે વડવાઇ કઇ (છે) અને અસલ થડ કયું (છે) તે ઓળખતાં મહેનત પડે છે.

વડનાં પાંદડાં મોટાં, જાડાં અને લાંબાં થાય છે[1]. એનાં ડાળાં ફેલાય છે ત્યારે એવી તો[8] ઘટા થઇ રહે છે જે તડકી વેળા તેને છાંયડે માણસ, પશુ, પંખી સર્વ આવીને બેસે છે,[3] ને આરામ પામે છે. એ

---

૧ થાય છે=હોય છે=છે.

૨ મોટાં મોટાં ડાળાં એટલે જે ડાળાં બીજાં કરતાં મોટાં છે તે, એ ધ્યાનમાં લઇ તરજુમો કરો. માંથી=out of.

૩ ગુજરાતીમાં એકજ વાક્યમાં સંબંધક કૃદંત અને ક્રિયાપદ આવે છે ત્યારે અંગ્રેજીમાં તરજુમો કરવા સારૂ સંબંધક કૃદંતનું ક્રિયાપદ બનાવી બે વાક્ય કરી વાક્યયોગી and વતી સાંધી લો, જેમકે, સવારે ઉઠીને લૂગડાં પહેરે છે, He gets up in the morning and puts on his clothes. જૂઠું બોલીને પસ્તાતો નથી, He tells a lie and is not sorry for it.

૪ નમૂનો—દેડકાંનાં બચ્ચાંની પૂછડી ટુંકી થતી થતી જતી રહે છે, The tail of the tadpole becomes shorter and shorter until it disappears. લગણુ જાય છે=પહોંચે છે.

૫=અને તે મૂળ નાંખે છે (to throw out).

૬=આ ફાંટા વડવાઇ કહેવાય છે.

૭ જાણે—હોય as if they were.

૮=એવું જોડે વિશેષણ હોય તો = so; અને એવું જોડે નામ હોય તો=such.

ઝાડને રાતાં બોર જેવાં ફળ થાય છે. તેને ટેટા કહે છે. તેની માંહે[9] ઝીણા ઝીણા દાણા થાય છે. કાગડા, કાબેર અને બીજાં પંખી એ ટેટાં ખાય છે. વડનું ડાળું કાપીને રોપ્યું હોય તો[10] તેમાંથી ઝાડ થાય.[11] એનાં લાકડાં[12] ઇમારતી લક્કડ પેઠે કામમાં આવતાં નથી.

---

# પાઠ ૩.

## પોપટનાં બે બચ્ચાંની વાત.

એક વાઘરી માળામાંથી પોપટનાં બે બચ્ચાં[1] લઇ ગયો, તેમાંનું એક બચ્ચું સારા માણસને (ઘેર) વેચ્યું[2] ને બીજું નઠારાને (ત્યાં) વેચ્યું[2]. પેલા સારા માણસને ઘેર[3] વઢવાડ કે ગાળાગાળી થતી ન હતી[4]; કોઇ ભુંડું બોલે નહિ[5]; કોઇ આવે જાય[6] (તો) તેને સારી રીતે બોલાવે[7] ને માન આપે. પેલો પોપટ એ સર્વે શીખ્યો. પણ

---

૯ જેની માંહે, અંગ્રેજીમાં નવું વાક્ય બનાવ્યાને બદલે, સંબંધક સર્વનામ વાપરીને તેજ વાક્ય લંબાવે છે.

૧૦=વડનું ડાળું કપાય અને રોપાય. ઉપર ત્રીજી ટીકા જુઓ.

૧૧=તે ઝાડ થાય.

૧૨ અંગ્રેજીમાં એકવચન જોઇએ. wood અને woods વચ્ચે શો ફેરછે?

---

૧ નમુનો—વાણીઆનો છોકરો a young Bania; ચકલીનાં બે બચ્ચાં, two young sparrows.

૨ કર્ત્તા અધ્યાહાર્ય છે, પણ અંગ્રેજીમાં વાપરવો પડશે, નહિ તો પાસીવ વૉઇસ વાપરવો.

૩=ઘરમાં.

૪ થતી ન હતી there was no—.

૫ કોઇ નહિ. અંગ્રેજીમાં હરકોઇ વિષે ના પાડવી હોય છે ત્યારે ગુજરાતીની પેઠે ક્રિયાપદની સાથે નકારવાચક ક્રિયાવિશેષણ નથી લગાડતા, પણ કર્ત્તા સાથે નકાર બતાવનાર વિશેષણ (no) લગાડે છે. જેમકે—કોઇ આવશે નહિ (any one will not come એમ નહિ પણ) no one will come.

૬ આવે જાય=મળવા આવે.

૭ સારી રીતે બોલાવે=They would speak politely.

પેલા નઠારા માણસના ઘરમાં તો રોજ મારામારી, ગાળાગાળી, લુચ્ચાઇ, ને દોંગાઇ થાય[૮]. તે સઘળું તે પોપટ શીખ્યો. તે ગામનો રાજા એક દહાડો ત્યાંથી જતો હતો.[૯] તેને જોઇને એ પોપટ ભુંડી ગાળો દેવા[૧૦] લાગ્યો ને બોલ્યો, એને મારો, કાપો. એ સાંભળીને રાજાને માઠું (તો) લાગ્યું, પણ બોલ્યો નહિ. આગળ ચાલતાં[૧૧] પેલા સારા માણસનું ઘર આવ્યું[૧૨], ત્યાં રાજાને જોઇને પેલો પોપટ આવકાર દઇને મીઠાં વચન બોલ્યો[૧૩] એ સાંભળીને રાજાને નવાઇ લાગી, ને વિચાર કરતો કરતો[૧૪] ઘેર ગયો. પછી તપાસ કરતાં રાજાને માલમ પડયું કે એ બેઉ પોપટ એકજ માબાપનાં બચ્ચાં છે[૧૫], પણ એક નઠારી સોબતમાં રહ્યું[૧૬] તેથી નઠારૂં નીકળ્યું, ને બીજું સારી સોબતમાં રહ્યું તેથી સારૂ નીવડયું. આ શિખામણ કદી ભૂલવી નહિ—"સોબત તેવી અસર[૧૭]."

---

૮ થતી હતી, there was.

૯ ત્યાંથી through that place.

૧૦ ભુંડી ગાળો દેવી to use vile, abusive language.

૧૧ આગળ ચાલતાં, આકારાંત કૃદંત જ્યારે વખત બતાવે છે ત્યારે અંગ્રેજીમાં when વાપરો, જેમકે,—પાછા આવતાં એનું ઘર જડશે. We shall find his house when we are returning.

૧૨=તે ઘર પાસે આવ્યો.

૧૩=welcomed him and spoke pleasingly.

૧૪=વિચાર કરતો કરતો thinking about the matter.

૧૫ છે=હતાં. The sequence of tenses.

૧૬ had lived in.

૧૭ We are influenced by the company we keep. અંગ્રેજીમાં એવી કહેવત છે કે "They who lie down with dogs rise with fleas."

# પાઠ ૪.

## તમને કોણે પેદા કર્યાં.

તમને, બીજાં બધાં છોકરાંને ને પશુ પંખીને કોણે પેદા કર્યાં? સાંભળવાના કાન[1], જોવાની આંખ, સુંઘવાનું નાક (એ સર્વ) કોણે આપ્યું? ચાખવાનું અને બોલવાનું મ્હોડું કોણે બનાવ્યું? ઝાલવાના હાથ, ચાલવાના પગ, અને ખરૂં ખોટું સમજવાનું મન એ સૌ ક્યાંથી થયું[2]? એ સઘળું આપણને કોણે[3] આપ્યું? એ સૌ વાનાં ઇશ્વરે આપ્યાં. વળી તમે જે જે જૂઓ છો[4] તે બધું તેણે પેદા કર્યું છે. તેણે તમને કર્યાં અને તમારાં સગાં વહાલાંને પણ તેણે કર્યાં. તમે ભલાં થાઓ અને ભલી રીતે ચાલો[5] તે માટે તેણે તમને પેદા કર્યાં છે.[6] તમે જો એમ નહિ કરો (તો) તે તમારી ઉપર કોપશે. તમે તેને દેખતા નથી પણ તમે જે કરો છો તે બધું તે જૂએ છે. તમે જૂઠું બોલો[7] તે પણ તે જાણે. દિવસે તો તમને જાળવે છેજ, પણ રાતમાંએ તમારી રખેવાળી કરે છે. કેવો તે આપણા સૌના પર કૃપાળુ[8] છે! એને આપણી ફીકર છે તેટલી કોઇને નથી.[9]

---

૧ સાંભળવાના કાન, ears to hear અથવા ears for hearing.

૨ એ સૌ ક્યાંથી થયું? Where have all these come from?

૩ એ સૌ, અંગ્રેજીમાં, સૌ એ, એ પ્રમાણે આવે છે.

૪ Every thing you see.

૫ અને ભલી રીતે ચાલો and that you may lead a virtuous life, that you may live a good life.

૬ તેણે તમને પેદા કર્યાં છે, અંગ્રેજી રીત પ્રમાણે આ પહેલું આવશે અને પછી that (માટે કે) અને બાકીનું આવશે.

૭ અંગ્રેજીમાં when અથવા if મૂકવો પડશે.

૮ કેવો કૃપાળુ How kind, how gracious.

૯ કોઇને તેટલી ફીકર નથી જેટલી ૧૦.

# પાઠ ૫.

## આંખ.[૧]

આંખ છે (તો) નાની સરખી, પણ એવડે મોટી મોટી જણસો દેખાય છે.[૨] નાનાં ચાટલાંમાં જેમ આખો આકાર પડી રહે છે[૩] તેમજ એમાં પણ પડે છે. એવડે ખરેખરો આકાર ને રંગ દેખાય છે. આંખ મોં ઉપર નાના સરખા ગોખલામાં રાખી છે.[૪] તે ગોખલો હાડકાનો[૫] છે તેથી[૬] આંખનું રક્ષણ થાય છે. આંખના ઉપર કમાનના જેવી[૭] ભમર હોય છે તે છાજલીનું કામ સારે છે.[૮] પોપચું આંખના બારણાનું કામ સારે છે. પોપચાંને લીધે ઝીણી રજ કે ઘણું અજવાળું જવા પામતું નથી.[૯] કોઇ જીવડું ઉડતું આંખમાં જતું હોય તો તેને પાંપણ ખાળે છે. જે એક આંખે આંધળો હોય છે તેને કાણો કહે છે.[૧૦] બે આંખે જેને સૂઝતું નથી[૧૧] તેને આંધળો કહે છે. દહાડે દેખાતું હોય,[૧૨] પણ રાતે જેને દેખાતું નથી તેને રતાંધળો કહે છે.[૧૩] એવાના ઉપર દયા રાખવી ને આપણી આંખો સાજી છે તેથી પરમેશ્વરનો પાડ માનવો.[૧૪]

---

૧ શરીરના ભાગનાં નામની પૂર્વે ડેફિનિટ આર્ટિકલ મૂકવો જોઇએ.

૨ દેખાય છે=દેખી શકાય છે. સહભેદના અર્થમાં ઘણી ખરી વખતે શકવાનો વિચાર આવે છે.

૩ પડી રહે છે is reflected. ૪ પાસીવ વાઇસ વાપરવો.

૫ એ ગોખલાની આસપાસ હાડકું છે, એ પ્રમાણે તરજુમો કરો.

૬ તેથી so that. ૭ જેવી in the form of.

૮ કામ સારે છે serves the purpose of.

૯ જવા પામતું નથી. જ્યારે પામવાનો અર્થ ફાવવું થાય છે ત્યારે તેનો તરજુમો can, to be able અથવા to be permitted થાય છે. જેમકે,—સાંકળ ટૂંકી છે તેથી કૂતરો કરડવા પામતો નથી. The dog is not able to bite because his chain is a short one.

૧૦ is called one eyed.

૧૧ who cannot see with either eye અથવા with any eye at all.

૧૨ He who can, &c. ૧૩ is said to be.

૧૪. we should..... because......

# પાઠ ૬.

## ઘેટાં.

જૂઓ આ કામળો, એ શેનો થાય છે?[1] તમને ખબર તો હશે[2]. નહિ તો[3] હું તમને કહું. ઘેટાં તો તમે દીઠાં હશે.[2] એ કાંઇક બકરાંનાં જેવાં હોય છે, ને એનાં શીંગડાં વળેલાં હોય છે. ઘેટીને શીંગડાં ન હોય[4] ને કેટલાંએક ઘેટાંને પણ નથી હોતાં. એને આખે ડિલે નીમાળા ઘણા હોય છે, તેને ઊન કહે છે. આપણા દેશમાં તો આ ઊન વાળ જેવું જાડું થાય છે, ને એનાં કામળા, કામળીઓ, ને ધાબળીઓ થાય છે; પણ જ્યાં ટાઢ બહુ પડે છે[5] (ત્યાંનાં) ઘેટાંનું ઊન ઘણુંજ ઝીણું ને સારૂં થાય છે. એનાં લુગડાં ઘણાંજ સારાં બને છે[6]. ઊનને લીધે તેમને ટાઢ નથી વાતી[7]. વાહ! શી[8] પરમેશ્વરની દયા! નહિ તો એ બીચારાં ટાઢે મરી જાત. ઉનાળામાં (when) બહુજ તાપ પડે છે (ત્યારે) ભરવાડ ઊન ઉતારી લે છે.[9] એથી બે કામ[10] થાય છે; ભરવાડને એ ઊનના પૈસા ઉપજે છે[11] ને ઘેટાંને સુખ થાય છે. એ સિવાય[12] એનું ચામડું ને દૂધ કામમાં આવે છે. એ બાપડાં એવાં ગરીબ છે કે કોઇને દુ:ખ દેતાં નથી.

---

૧ શેનું બનાવેલું છે?

૨ તમને (તો) ખબર હશે You are sure to know it. You likely know it.

૩ નહિ તો, એટલે તમે નહિ જાણતા હો તો. કહું=કહીશ.

૪ Ewes have no અથવા The ewe has no.

૫ where it is very cold અથવા in cold climates.

૬ એનાં બનાવેલાં લુગડાં ઘણાં સારાં થાય છે.

૭ મને ટાઢ વાય છે I feel cold અથવા I feel the cold.

૮ શું ના ત્રણ અર્થ થાય છે; ૧ What=કયું. ૨ what kind of=કેવું. ૩ how great=કેવડું. વિચાર કરીને તરજુમો કરો. નહિ તો otherwise.

૯ ઉતારી લેવું=કાતરવું to shear off. ઉપજે is got, is derived.

૧૦ બે કામ=બેવડો નફો a double advantage. થાય છે=ઉપજે

૧૧ નમૂનો.—મને મારા કામના પૈસા ઉપજે છે I get money for my work.

૧૨ સિવાય (ઉમેરવું હોય તો) besides, (બાદ કરવું હોય તો) except.

# પાઠ ૭.

## કુતરો.[1]

ઘોડા[1], બળદ, ઉંટ, હાથી, ઘેટાં, બકરાં એ પાળેલાં જાનવરો છે. તેઓ માણુસને ઘણા ઉપયોગી છે. પણ બધાં પાળેલાં પ્રાણીઓમાં કુતરો ઘણો વફાદાર હોય છે. એને માણુસનો મિત્ર કહે છે. ઘણા ગરમ દેશોમાં જે જાનવરો જોવામાં આવે છે તે બહુજ થંડા દેશોમાં દેખાતા નથી. દાખલા તરીકે[2], ઉંટ, હાથી જે ગરમ દેશના રહેનારા છે તે થંડા દેશોમાં રહી[3] શકતા નથી. બળદ અને ઘોડા જે હિંદુસ્તાન જેવા ગરમ દેશમાં તેમજ ઈંગ્લેન્ડ જેવા થંડા દેશમાં જોવામાં આવે છે તે ધ્રુવ[4] આગળના દેશોમાં રહી શકતા નથી. પણ જ્યાં જ્યાં માણુસ જઇ વસે છે[5] ત્યાં કુતરો તેની સાથે જાય છે.

કુતરા ઘણી જાતના થાય છે. કેટલાક લાંબા વાળવાળા હોય છે, કેટલાકને ટુંકા વાળ હોય છે, કેટલાક કદાવર અને જબરા હોય છે અને કેટલાક નાના અને સુંદર હોય છે. કુતરા ઘણાં કામો[6] કરે છે. કેટલાક ઘરની ચોકી કરનારા કુતરા[7] છે, કેટલાક શિકારી છે, કેટલાક પોતાની સુંઘવાની શક્તિથી ચોરનાં પગલાં પારખે છે, થંડા દેશોમાં પૈડાં વગરની ગાડી ખેંચે છે, ભરવાડનો કુતરો ઘેટાં બકરાંના ટોળાની સંભાળ લે છે, પણ

---

૧ વર્ગસૂચક the અને એકવચનનું નામ અંગ્રેજીમાં વપરાય છે.

૨ As for example.

૩ રહી શકતા નથી=જીવી શકતા નથી.

૪ ધ્રુવ આગળના દેશ countries near the pole, the polar regions.

૫ વસવું to settle. ૬ કામો things.

૭ ચોકી કરનારા કુતરા watch-dogs.

સૌથી ઉપયોગી કુતરા ઍલ્પ્સ પર્વત પર આવેલા મઠોમાં સાધુઓ રાખે છે. ઍલ્પ્સમાં મુસાફરી કરતાં વારંવાર માણસો બરફના તોફાનમાં સપડાય છે[૮] અને બરફમાં દટાઇ જાય છે. તેવા દટાયલા માણસોને એ કુતરાઓ શોધી કહાડે છે અને તેમનો જીવ બચાવે છે. એ કુતરાઓ મોટા કદના અને ઉમદા દેખાવના[૯] હોય છે. તેઓને સેન્ટ બર્નાર્ડ[૧૦] કુતરા કહે છે. ન્યુ ફૌંડલૅન્ડના કુતરા જબરા તરનારા હોય છે. સેંકડો માણસોને એ કુતરાઓએ ડુબતા બચાવ્યા છે. મૂંગાં પ્રાણીઓમાં સૌથી ચતુર કયું પ્રાણી છે એ કહેવું કઠણ છે, પણ સામાન્ય વિચાર[૧૧] એવો છે કે કુતરો સૌથી ચતુર છે.

## પાઠ ૮.

### કબૂતર અને કીડી.[૧]

એક તરશી કીડી વહેળા ઉપર[૨] પાણી પીવાને ગઇ. તે ઘણા (deep) પાણીમાં પડીને તણાતી ચાલી. તેને એક કબૂતરે દીઠી, અને તેને દયા આવી તેથી ચાંચેવતી ઝાડનું એક પાંદડું તોડીને પાણીમાં (it) નાખ્યું. તેને વળગીને પેલી કીડી તેડે આવી.

---

૮ બરફના તોફાનમાં સપડાય છે=are overtaken by snow-storms.

૯ ઉમદા દેખાવના—વિશેષણ રૂપી છે noble-looking.

૧૦ St. Bernard dogs.

૧૧ સામાન્ય વિચાર the general opinion. It is generally believed.

૧ The Dove and the Ant અથવા Story of a Dove and an Ant.

૨=વહેળા ઉપર=વહેળા કને to a stream.

પછી એક દિવસે એવી વાત થઇ[3] કે તેજ કબૂતર એક (a certain) ઠેકાણે બેઠું હતું. તે ન જાણે એમ[4] એક વાઘરી તે ઉપર ઝાંપ નાંખતો હતો. તે કીડીએ જાણ્યું[5] એટલે તેજ વખતે જઇને કબૂતરને પગે (in) ચટકો ભર્યો, તેથી તે ઝટ લઇને ઉડી ગયું. એ વાત ઉપરથી સમજવું જે બીજાં ઉપર ઉપકાર[6] કરતાં રહેવું[6] (should), અને કોઇએ આપણા ઉપર ગુણ કર્યો હોય (તો) તે મનમાં રાખીને (when) લાગ આવે (ત્યારે) બદલો વાળવાને ચૂકવું નહિ. એવું કીધાથી[7] પરમેશ્વર રાજી રહે છે, લોકમાં આબરૂ[7] વધે છે ને આપણું સારૂં[8] થાય છે.

---

## પાઠ ૯.

## ડાસો[1] અને તેના દીકરા.

એક ડોસાને પાંચ દીકરા હતા પણ તેમનામાં પૂરો સંપ નહોતો. જ્યારે તે મરવા પડ્યો[2] ત્યારે તેણે પેલા છોકરાને કને (to him) બોલાવ્યા, ને એક પાતળી લાકડીઓની ભારી

---

૩ એવી વાત બની. It so happened.

૪ તે ન જાણે એમ unperceived અથવા in such a way that it could not see him.

૫ જાણ્યું=જોયું.

૬ ઉપકાર=ભલું. કરતા રહેવું continuous tense વાપરવો.

૭ નમૂનો.—ચોપડી વાંચ્યાથી by reading a book. ઘણું બોલ્યાથી by speaking too much.

૭ લોકોમાં આબરૂ વધે છે we are esteemed by the people.

૮ નમૂનો.—મારૂં સારૂં થાય છે I am benefited.

૧ ડેફિનિટ આર્ટિકલ લગાડો. એનો અર્થ એવો કે જે ડોસા વિષે વાત છે તે.

૨ તે મરવાનો હતો ત્યારે, when he was on his death-bed.

મંગાવીને એકેક જણને કહ્યું કે આ ભારી તું ભાંગ. પણ કોઇથી ભંગાઇ નહિ[3] તેથી પેલા બહુ ઝાંખા પડી ગયા.[4] પછી પેલે (the) ડોસે કહ્યું (કે) હવે એ છોડી નાંખો, અને એકેક જણ[5] એકેક લાકડી ઉપાડીને ભાંગો. એવું કર્યું એટલે[6] તો (they) ઝટ ભાંગી ગઇ. પેલા (the) છોકરા ઘણો અચંબો પામ્યા અને બાપને એમ કરવાનું કારણ પૂછ્યું.[7] ત્યારે તે બોલ્યો કે એ બધી લાકડી એકઠી હતી તેથી તેમાં બળ ઘણું[8], માટે આખી ભારી તમારાથી ભંગાઇ નહિ, પણ એકેક લાકડી જ્યારે છૂટી પડી ત્યારે બીજી લાકડીના બળનો ટેકો એને જતો રહ્યો[9] માટે તે એકલી પડી[10] તેથી ઝટ ભાંગી ગઇ. એમજ તમે જો સંપ સંપીને[11] રહેશો તો તમને કોઇએ છેડી શકશે નહિ ને તમારા દહાડા સુખમાં જશે.[12]

## પાઠ ૧૦.

### છેતરવું નહિ.[1]

એક દહાડે એક છોકરો પોતાની મા જોડે નાતમાં જમવા ગયો.[2] એ છોકરાનું આગલે દિવસે ડિલ બગડ્યું હશે.[3] માટે

---

૩ પણ કોઇ તે ભાંગી શકયો નહિ.

૪. પડી ગયા, became, અથવા looked, અથવા felt.

૫ અંગ્રેજી રીત પ્રમાણે, Let each one of you.—

૬. એવું કર્યું એટલે તો When they did so અથવા As soon as they did so.

૭ આમ કરવાનું કારણ the reason of his doing so.

૮ નમૂનો.—મારામાં બળ છે I am strong.

૯ નમૂનો.—તેનો ટેકો મને જતો રહ્યો I was deprived of his support.

૧૦ પડી was left. ૧૧. સંપસંપીને =સંપમાં.

૧૨. મારા દહાડા સુખમાં જાય છે I live happy.

૧ Against cheating.

૨ નાતમાં જમવા to a caste dinner.

૩ તેનું ડિલ બગડયું હશે He had been unwell.

તેની માએ કહ્યું કે તું આજ કડકો લાડુ લેજે, વધારે લઇશ તો વળી માંદો પડીશ. છોકરે કહ્યું, વારૂ. લાડુ આવ્યા[૪] ત્યારે માની સરત બીજે ઠેકાણે ગએલી જોઇને[૫] પેલાએ આખો લાડુ લીધો ને તેમાંથી કડકો ભાંગી બાકીનો દડીઆ તળે સંતાડયો. (when) માએ જોયું તો કડકો લાડુ દીઠો. એ છોકરે એની માને છેતરવાનું કીધું, ને પ્રમાણે તે છેતરાઇ[૬]; કેમકે તેને પેલા સંતાડેલા લાડુની ખબર કાંઇ પડી નહિ, પણ પરમેશ્વરે એને પાપ કરતો જોયો. તેની નજર કોઇથી ચૂકવાતી નથી[૭]. એ પાપી છોકરા ઉપર તેની કરડી નજર થઇ[૮]. એ છોકરે બહુ માઠું કામ કર્યું. કડકી લાડુ સારૂ પોતાની વહાલી માને છેતરી! શું એને લાજ નહિ આવી હોય? જેણે નાનપણમાં[૯] આવું કામ કર્યું તે મોટપણે તો કોણ જાણે કેવું પાપ કરશે[૧૦]? એવું છોકરૂં કોને ગમે[૧૧]?

---

૪ લાડુ આવ્યા when *ladus* were brought.

૫ That his mother's attention was directed elsewhere.

૬ નમૂનો.—મારા ભાઇએ તે પેટી બનાવવાનું કર્યું તે પ્રમાણે તે બની, My brother succeeded in his attempt at making the box કે succeeded in making the box in the way he attempted.

૭ કોઇ ચૂકાવી શકતો નથી, No one can hide anything from &c.

૮ To look upon with displeasure.

૯ નાનપણમાં as a boy, in early age.

૧૦ Who can say what crime he may not commit?

૧૧=એવા છોકરાને કોણ ચાહે, Who would like, &c.

# પાઠ ૧૧.

## રેશમ.

એક જાતનો કીડો થાય છે તે (which) રેશમ કરે છે. તે કીડો શેતુરનાં પાંદડાં ખાઇને જીવે છે. (when) ઘણુંક પાંદડાં ખાઇ રહ્યા પછી, તે પોતાના શરીરમાંથી રેશમનો ઝીણો તાંતણો કાઢીને ખારેક જેવડો કોશેટો કરે છે, ને તેમાં કેટલાક દહાડા લગણુ ભરાઇ રહે છે. રેશમ કહાડવાને[1] માટે કોશેટાને ઊના ખદખદતાં પાણીમાં નાંખે એટલે[2] માંહેનો કીડો[3] મરીજાય છે અને તાંતણો ઉકેલી લે છે. કોશેટાને એમ પાણીમાં ન નાંખે[4] તો કેટલેક દહાડે તેમાંનો કીડો પતંગિયું થઇ હીર કરડીને બહાર નીકળી જાય.[5] શીવવા ને ભરવાના કામમાં હીર ઘણું[6] આવે છે. તેનાં સારાં સારાં લૂગડાં પણ વણાય છે. રેશમ પહેલું કોશેટા-માંથી કહાડે છે ત્યારે તેનો રંગ કંઇક પીળાશ[7] પર હોય છે. પછી રાતા, પીળા, લીલા, એવા ભાત ભાતના રંગ તેના પર ચઢાવે છે.[8] હીરાંગળ લૂગડાં ઘણી જાતનાં થાય છે. સહુથી સારાં રેશમી કાપડ ફ્રાન્સ, ચીન અને જાપાનથી આવે છે.

---

૧ કહાડવાને=મેળવવાને.

૨ એટલે, so that.

૩ માંહેનો કીડો the worm inside. ૪ ન નાંખે=ન નખાય.

૫ Would become a butterfly and cut its way out through the silk.

૬ નમૂનો.—ચણવાના કામમાં પથ્થર ઘણા આવે છે. Stones are much used in ( અથવા for ) building.

૭. પીળાશ પર yellowish. ૮ લાલ રંગ ચઢાવવો to dye red.

# પાઠ ૧૨.

## હવા.

માણસ તેમજ બીજાં પ્રાણીને ત્રણ વસ્તુ વગર ચાલે[૧] નહિ. તે ત્રણ વસ્તુ હવા, પાણી અને ખોરાક છે. કોઇ પણ પ્રાણી હવા, પાણી અને ખોરાક વગર જીવી શકે નહિ. માટે એ ત્રણ વસ્તુઓ જીંદગીની આવશ્યક વસ્તુ[૨] કહેવાય છે. હવા બધે છે; ગમે ત્યાં જાઓ[૩] પણ હવા તો ત્યાં હશેજ. પૃથ્વીની આસપાસ ચોતરફ[૪] હવા ફરીવળેલી[૫] છે. એ હવાના મોટા ગોળાને વાતાવરણ કહે છે. હવાને આપણે જોઇ શકતા નથી. એ અદૃશ્ય પ્રવાહી પદાર્થ છે. હવા એ અમિશ્રિત પદાર્થ નથી પણ બે વાયુ[૬]ની બનેલી છે. એક વાયુ ઑક્સિજન[૭] કહેવાય છે અને બીજો નાઇટ્રોજન[૭] કહેવાય છે. હવા આ બે વાયુનું મિશ્રણ છે. જીંદગીનો આધાર[૮] ઑક્સિજન ઉપર છે. જો હવામાં એ વાયુ ન હોય તો આપણે જીવી શકીએ નહિ. પણ એ વાયુ બહુ જલદ છે. જો આપણે માત્ર ઑક્સિજનનો શ્વાસ લઇએ[૯] તો તે આપણને બાળી નાખે. માટે પરમેશ્વરે એવી રચના કરી છે કે એની સાથે નાઇટ્રોજન નામનો વાયુ ભેળેલો છે. નાઇટ્રોજન એકલો પ્રાણને આધાર આપી શકે નહિ. એનું કામ

૧ વગર ચાલે નહિ cannot do without.

૨ the essentials of life.

૩ ગમે ત્યાં જાઓ = જાઓ જ્યાં (તમને) ગમે = Go where you will.

૪ on all sides.

૫ ફરીવળવું to surround (સકર્મક છે). ૬ વાયુ gases.

૭ Oxygen and nitrogen.

૮ નો આધાર છે depends upon.

૯ નો શ્વાસ લઇએ if we breathe in.

એટલુંજ છે કે ઑક્સિજનને નરમ કરવો. એક ત્રીજો પદાર્થ ઘણા થોડા પ્રમાણમાં હવામાં છે. એ બહુ ઝેરી વાયુ[૧૦] છે, જો એ આપણે દમમાં લઇએ તો તે ઝટ આપણો પ્રાણ લે, તેથી તે ઘણા થોડા પ્રમાણમાં હવામાં ભળેલો છે. પણ એ વાયુ કાંઇ નકામો નથી. સૃષ્ટિમાં કશુંએ નકામું નથી. એ વાયુ ઝાડ-પાનનો ખોરાક છે. એને કારબૉનિક ઍસિડ ગ્યાસ[૧૧] કહે છે. જે હવા આપણે શ્વાસમાં લઇએ છીએ તે, અને જે હવા નાક અને મ્હોં વાટે[૧૨] આપણે બહાર કહાડીએ છીએ[૧૩] તેમાં ઘણો ફેર છે. જે હવા દમમાં લઇએ છીએ તેમાં ઑક્સિજન વધારે હોય છે, અને જે હવા બહાર નિકળે છે તેમાં કારબૉનિક ઍસિડ ગ્યાસ વધારે હોય છે. તેથી જે હવા નાક અને મ્હોંમાંથી નિકળી હોય તેનો શ્વાસ લેવો નુકસાનકારક છે. બંધ ઓરડામાં સૂવું ન જોઇએ. બંધ ભોંયરાંમાં કે બંધ જૂના ઘરોમાં એકદમ જવું ન જોઇએ. તેનું કારણ એ છે કે એવે ઠેકાણે કારબૉનિક ઍસિડ ગ્યાસ એકઠો થાય છે. હવા ચમત્કારી વસ્તુ છે અને પરમેશ્વરનો મહિમા દેખાડે છે.

---

## પાઠ ૧૩.

### બે બાઇડીઓ ને છોકરો.

એક છોકરાને માટે બે બાઇડીઓને વઢવાઢ થઇ. એક કહે કે[૧] એ મારો છે, અને બીજી કહે કે મારો.[૧] એ વાતનો કોઇ શાહેદી ન હતો. પછી તે બે જણીઓ રાજા પાસે ફર્યાદ કરવા

---

૧૦ a poisonous gas.

૧૧ Carbonic acid gas. ૧૨ નાક વાટે by the nose.

૧૩ બહાર કહાડવું to breathe out.

૧ એક કહે, One would say; અથવા ભૂતકાળમાં, One said. The Ind. Const. વાપરો.

ગઇ. રાજાએ એ બેની વાત સાંભળી લઇને[2] એક સિપાઇને બોલાવ્યો, ને કહ્યું કે આ છોકરાના બે કડકા બરાબર[3] કરીને એકેક જણીને અકેકો[4] આપ. આ હુકમ સાંભળીને એક તો છાનીમાની બોલ્યા વિના ઊભી રહી, પણ બીજીએ તો બૂમેબૂમ પાડીને કહ્યું કે, રાજા સાહેબ,[5] મારા છોકરાના કડકા કરાવશો મા, જો આવોજ ઇનસાફ હોય તો[6] મારે એ છોકરો નથી જોઇતો; હું એના ઉપરથી મારો હાથ[7] ઉઠાવું છું. આ ઉપરથી રાજાએ વિચાર્યું કે આ છોકરો એનો છે, કેમકે બીજીના મનમાં કશી અરે હોય એવું જણાતું નથી.[8] પછી પેલો છોકરો તેની ખરી માને હવાલે કર્યો અને પેલી બીજી ગળેપડુ બાયડીને શિક્ષા કરીને ગામમાંથી કહાડી મૂકી.[9]

# પાઠ ૧૪.

## વહાણ.

એક ગામથી બીજે ગામ જતાં, રસ્તામાં વખતે મોટી નદી આવે, તો આપણે આ પારથી પેલે પાર કેમ જઇએ વારૂ[1]? એવે

---

૨ બેની વાત સાંભળી લઇને=બેઉને સાંભળીને Having heard them both.

૩ બે કડકા બરાબર કરવા, To divide into two equal parts.

૪ અકેક જણીને અકેકો આપ=દરેક જણીને એક આપ.

૫ રાજા સાહેબ your Majesty.

૬ If this be the justice I am to get.

૭ હાથ ઉઠાવવો=હક છોડી દેવો to renounce one's claim.

૮ કેમકે એવું જણાતું નથી કે બીજી વગેરે; એમ આવશે. વળી કાળાન્વય ધ્યાનમાં રાખજો.

૯ ગળેપડુ બાયડી; જ્યારે બરોબર શબ્દ નથી મળતો ત્યારે અર્થ ખુલ્લો કરીને વાક્ય બનાવવું, The woman who had made a false charge.

૧ કેમ જઇએ વારૂ, How do you think we could go.

ઠેકાણે ઉતરવાને સારૂ હોડીઓ રાખેલી હોય છે, તે હોડીમાં બેશીને ઉતરાય.[2] હોડી પાણીમાં તરે છે, કેમકે એ હવાએ ભરેલા વાસણ જેવી છે. માંહેની હવા તે પાણી કરતાં ઘણી હલકી તેથી તે તરે છે. માછી કે ખારવા હોય તે હોડી હંકારે છે.[3] હોડીને મોટી ચાદરો જેવાં લૂગડાં બાંધે છે[3] તેને સઢ કહે છે, તેમાં પવન ભરાય[4] ત્યારે તે ખૂબ ઝડપથી ચાલે છે, પવન નહિ હોય ત્યારે હલેસાં મારીને[5] કે વાંસવતે ટેકીને હોડી ચલાવે છે.

નાની નદીઓમાં ફરવાને નાની હોડી હોય છે, પણ મોટા દરિયામાં જવા આવવાને[6] તો મોટી હોડીઓ હોય છે. બસેં ત્રણસેં[7] હોડીઓ એકઠી કરીએ તે કરતાં પણ તે તો મોટી હોય.[8] એવી હોડીને વહાણ કહે છે, હોડીને કે મછવાને તો એકાદ[9] સઢ હોય, પણ વહાણને તો એવા ઘણા હોય છે. મછવામાં કે હોડીમાં ભાગ્યે પચાસ આદમી માય,[10] પણ વહાણમાં તો બસેં, ત્રણસેં, ને વખતે મોટાં વહાણમાં તો હજારો આદમી સમાઇ જાય ને વળી તેનું સીધું, સામાન, પેટી પેટારા સુદ્ધાં રહે. એવાં વહાણપર વળી તોપો પણ રાખે છે.

---

૨ ઉતરાય=ઉતારી શકીએ.

૩ કર્મણી પ્રયોગ (the passive voice) વાપરો, The boat is managed (rowed) by, &c.

૪ પવનથી સઢ ભરવા એવી અંગ્રેજી રૂઢી છે. અને સઢમાં પવન ભરવો એવી ગુજરાતી રૂઢી છે.

૫ હલેસાં મારીને by rowing, વાંસે ટેકીને by pushing with a bamboo.

૬ મોટા દરિયામાં In the ocean.

૭ નમૂનો.—બે ત્રણ રૂપિઆ, Two or three rupees.

૮ એકઠી કરેલી હોડીઓ કરતાં મોટી હોય (are).

૯ એકાદ, One or perhaps two.

૧૦ નમૂનો.—આ શીશીમાં એક શેર તેલ માય, This bottle would hold a pint of oil.

# પાઠ ૧૫.

## ભારે ધાતુ (સોનું ને રૂપું).

સોનું ને રૂપું મોંઘી ધાતુ ગણાય છે, કેમકે બીજી ધાતુઓ ભોંયમાંથી નીકળે છે તેટલી એ નીકળતી નથી.[1] તેટલા માટે સોના રૂપાનો એક નાનો સરખો કકડો (હોય તોપણ) તેની ઘણી કીમત બેસે. સોનાની મોહરો ને રૂપાના રૂપિઆ પાડે[2] છે તેનું કારણ પણ એજ છે. આઠ દસ રૂપિઆ તો આપણી મૂઠીમાંએ રહે,[3] પણ તેટલાનું લોઢું એટલું બધું આવે[4] કે આપણાથી ઊપડે પણ નહિ. સોના રૂપાપર કાટ ચઢતો નથી[5] અને એ દેખીતાં સુંદર ને ચળકતાં માટે એનાં સારાં સારાં ઘરેણાં થાય છે, કંઠી, કડાં, વેઢ, વીંટીઓ, સોનાનાં થાય છે. કલ્લાં, સાંકળાં, કંદોરા એવી એવી જણસો રૂપાની થાય છે. કોઇ તાલેવર (હોય તો તે) લોટા, લોટીઓ, વાડકીઓ[6] અને એવાં બીજાં વાસણો પણ રૂપાનાં કરાવે છે. અરધા, પાવલી, બેઆનીઓ રૂપાનાં થાય છે. સોના રૂપાના તાર ઘણાં ઝીણા થાય છે. તે તારને હીર સાથે વણીને કસબ કરે છે. પછી તે કસબની કોર, બાલવ, કે તોઇ વણીને લૂગડે ચોઢે છે.[7]

૧ નમૂનો.—આ ખાણમાંથી જેટલી મટોડી નીકળે છે તેટલું લોઢું નથી નીકળતું There is not so much iron obtained from this mine as earth.

૨ Mohars are coined from, &c.

૩ રહે=રાખી શકીએ we can hold.

૪ So much iron could be had for this sum, અથવા this sum would purchase a piece of iron so great that, &c.

૫ નમૂનો.—લોઢાને કાટ સહજ ચઢે છે, Iron contracts rust readily.

૬ લોટા, લોટીઓ, વાડકીઓ, jugs, cups, bowls.

૭ It is woven into—which are sewed on to clothes.

# પાઠ ૧૬.

## પાણી.

તમે દીઠું તો હશે[1] જે પાણીની તપેલી ચૂલે[2] મૂકી હોય, તેમાંથી વરાળ નીકળે છે; જો તેના ઉપર તાસક ઢાંકીએ[3] અને તેમાં ટાઢું પાણી રેડીએ તો તે તાસક નીચે પાણીનાં ટપકાં ચોંટેલાં દેખાય છે.[4] એ પાણી કંઇ[5] ઉપરનું ટાઢું પાણી (that has) ઝમીને નીચે ગયલું નથી, એ તો તપેલીમાંની વરાળ તાસક ઉપરના ટાઢા પાણીને[6] લીધે ઠરીને[7] તે તાસકની પાછળ ચોંટી રહે છે.

કોઇ વખતે ગગનમાંથી કરાં પડે છે; તે હાથમાં રાખે[8] તો હાથની ગરમીથી ઓગળી જઇને તેનું પાણી થઇ જાય છે.[9] કોઇ વખતે ઠાર પડે છે[10]; ત્યારે છાપરા ઉપર ઠીબંમાં પાણી રાખ્યું હોય તો તે ઘીની પેઠે ઠરી જાય છે, એને બરફ કહે છે, ને પછી દહાડો ઊગે છે[11] ત્યારે ઓગળીને પાછું તેનું પાણી થઇ જાય છે.

૧ You must have seen અથવા you have seen.

૨ ચૂલે એને બદલે આગે વાપરો.

૩ ઢાંકીએ એને બદલે મૂકીએ ( place ) વાપરો.

૪ નમૂનો.—ચોપડીનાં પાનાં ફાટેલાં દેખાય છે The leaves of the book appear torn.

૫ નથી=છે નહિ. નહિ=not, કંઇ ( at all ), not at all.

૬ નમૂનો.—નીચેનું મોટું ઝાડ, The large tree below. મેજ ઉપરની અંગ્રેજી ચોપડી, The English book on the table.

૭ That has condensed on account of—and, &c.

૮ રાખે=રખાય, If they be held અથવા રાખો, If you hold.

૯ પાણીનું બરફ થાય છે. Water becomes ( અથવા turns into ) ice.

૧૦ નમૂનો.—ઠાર પડે છે, It freezes; વરસાદ પડે છે, It rains; ગરમી પડે છે, It is hot; ટાઢ પડે છે, It is cold.

૧૧ દહાડો ઊગે છે=સૂર્ય ઊગે છે.

શિયાળામાં સાંજરે વેગળેથી ધૂમાડા જેવું[૧૨] દેખાય છે. તેની પાસે (up to) જઇએ તો લૂગડાં ભીનાં થાય છે. એને ધુમર કહે છે. રાતમાં એવી રીતે પાણી ઘાસ કે ઝાડનાં પાતરાં ઉપર મોતીના દાણા જેવું પડેલું દેખાય છે તેને ઝાકળ કહે છે.

ત્યારે આ વાત ઉપરથી નક્કી થાય છે જે વરાળ, કરાં, બરફ, ધુમર, ને ઝાકળ એ સર્વ જુદાં જુદાં રૂપ છે પણ જાતે પાણી છે.

---

## પાઠ ૧૭.

### સૂરજ.

સૂરજ આપણે રોજ દેખીએ છઇએ. એ સવારે ઉગે છે ને સાંજરે આથમે છે, ત્યારે લાલાશપર દેખાય છે.[૧] તે વખતે આપણે એની સામું જોઇએ તો જોવાય.[૨] પણ બપોરે જ્યારે માથા ઉપર આવે છે, ત્યારે એનું તેજ એવું ભારે હોય છે જે આંખે દેખી ખમાતું નથી.[૩] સૂરજ આથમ્યા પછી ને ઉગતાં પહેલાં[૪] વચમાં અંધારૂં રહે છે તેને રાત કહે છે. સૂરજ ઊગ્યા પછી ને આથમ્યા સૂધીની વેળાને દહાડો કહે છે. સૂરજના તડકા વડે દરિયાનું પાણી સૂકાઇને ઊંચું ચઢે છે, તેનો વરસાદ વરસે છે.[૫] ઝાડ, પાલો, સર્વે એની ગરમીને લીધે ઉગે છે.[૬] જ્યાં સૂરજની ગરમી ઓછી ત્યાં

---

૧૨ ધુમાડા જેવું ( કાંઇ ) something like smoke.

૧ અંગ્રેજીમાં.—તે લાલાશ પર દેખાય છે, જ્યારે સવારે ઉગે છે ને સાંજરે આથમે છે.

૨ તો જોવાય=તો આપણે જોઇ શકીએ.

૩ દેખી ખમાતું નથી, Cannot endure to look at it.

૪ ઉગતાં પહેલાં. સૂર્ય ઉગે તે પહેલાં.

૫ તેનો વરસાદ વરસે છે, It falls down again in the form of rain.

૬ નમૂનો.—વરસાદને લીધે ઘાસ લીલું છમ થયું, It is rain that has made this grass nice and green.

ટાઢ ઘણી તેથી ઝાડ પાલો સારીપેઠે નીપજતો નથી. સૂરજનું બિંબ નાનું દેખાય છે તેનું કારણ એ કે[૭] તે કરોડો ગાઉને[૮] છેટે છે, ખરેખરૂં તો એ ઘણોજ મોટો છે.

## પાઠ ૧૮.

### સિંહ ને ઊંદર—ભાગ ૧.

એક સિંહ ઉનાળામાં પડ્યો પડ્યો ઉંઘતો હશે.[૧] તેના શરીર પર થઇને કેટલાક ઊંદરે દોડાદોડ[૨] કરી મૂકી. સિંહ જાગી ઉઠ્યો; ને એના પંજામાં એક ઊંદર આવ્યો,[૩] તેને એ મારવાનું કરતો હતો[૪] એટલામાં પેલે ઊંદરે કાલાવાલા કર્યા જે, મહારાજ, આટલો ગુનો માફ કરો. સિંહને દયા આવી[૫] ને તેને છોડી દીધો. જતી વેળા ઊંદર એટલું બોલ્યો જે, સાહેબ, તમે દુઃખમાં હશો, ત્યારે મારાથી તમારી જે ચાકરી બનશે[૬] તે કરીને તમારૂં દુઃખ ટાળીશ, કેમજે

૭ અંગ્રેજીમાં.—સૂરજનું બિંબ નાનું દેખાવાનું કારણ એ કે, The reason of the sun's &c. ૮ કરોડો ગાઉને, millions of miles.

૧ પડયો પડયો ઉંઘતો હશે, Was lying asleep.
૨ ઉપર થઇને દોડાદોડ કરવી to run over.
૩ તેણે પોતાના પંજા વડે એક ઊંદર પકડયો.
૪ To be just about to અથવા to be going to.

નમૂનો.—હું પાઠ શીખવાનું કરતો હતો એટલામાં મહેતાજી આવ્યો, I was just about learning my lesson અથવા I was just going to learn my lesson when the teacher came.

૫ સિંહને દયા આવી the lion was merciful.

૬ નમૂનો.—મારાથી બનશે તેટલું તમારે સારૂ કરીશ, I will do all I can for you, તેનાથી તેના મિત્રની જેટલી ચાકરી બનશે તેટલી કરશે. He will render his friend every service he can.

તમે મને આજ જીવતદાન આપ્યું. પેલો સિંહ હસીને મનમાં કહેવા લાગ્યો જે, આ નાનો સરખો ઊંદરડો કેટલી શેખી કરે છે, એને મારા સામર્થ્યનું ભાન નથી. હું આખા વનનો રાજા છું, તેને આ ગરીબડા જેવો ઊંદર કહે છે જે, હું તમારૂં દુ:ખ ટાળીશ. કેવો ઘેલો છે!

# પાઠ ૧૯.

## સિંહ ને ઊંદર.—ભાગ ૨.

એક વેળા એવું બન્યું[1] કે પેલાજ (same) ઝાડ તળે એક જણે (some one) જાળ નાંખી હતી.[2] તેમાં એ નો એજ સિંહ આવી પડ્યો (catch) ને ઘણુંએ ફાંફાં માર્યાં[3], પણ માંહેથી છૂટાયું નહિ ને બહુ અકળાયો એટલે બૂમો પાડવા માંડી. તે સાંભળીને પેલો ઊંદર દરમાંથી ઝટ લઇને બહાર આવ્યો ને જોયું[4] (તો) પેલો સિંહ મોટા દુ:ખમાં દીઠો.

ઊંદરે વિચાર્યું જે આ વખત જીવતદાનનો બદલો[5] વાળવાનો આવ્યો છે. પછી તેણે સિંહને કહ્યું, મહારાજ, ફીકર કરશો મા, તમારો દાસ હાજર થયો છે. તેનાથી બનશે તે ચાકરી કરશે. પછી તેણે પેલી જાળ દાંતે કાતરી નાંખી, ને સિંહનો છૂટકો કર્યો.

સિંહ પણ મનમાં સમજ્યો જે તે દહાડે હું હસ્યો હતો, પણ હવે મને ખબર પડી કે, વખતે તરણું સરખું પણ કામમાં આવે

---

૧ One day it happened that.

૨ જાળ નાખવી to spread a net.

૩ struggled hard.

૪ The rat ran with all haste out of his hole, and when he looked he saw, &c.

૫ જીવતદાનનો બદલો વાળવો to repay his kindness.

છે. આ વાતપરથી વાંચનારે યાદ રાખવું કે કોઇને હલકું ગણવું નહિ. વખત આવે[6] ત્યારે સૌ કામમાં આવે છે. વળી કોઇએ આપણું સારૂં કર્યું હોય,[7] તો તેનો પાડ માનીને પ્રસંગ આવે[6] ત્યારે તેનો બદલો વાળવો.

## પાઠ ૨૦.

### વરસાદ.—ભાગ ૧.

આપણે પાણીની વાડકી[1] દેવતા ઉપર મેલી રાખીએ, તો માંહેથી ધૂમાડા જેવી વરાળ નીકળતી દેખાય છે[2], અને ધીમે ધીમે પાણી ઓછું થતું જાય છે.[3] એજ રીતે પાણીની વાડકી તડકામાં રાખી મેલીએ, તો ઘણી વારે[4] પાણી ઓછું થાય છે. દેવતા ઉપરની વાડકીમાંનું બધું પાણી જેમ દેવતાની ગરમીથી વરાળ થઇને ઊડી જાય છે,[5] તેમ તડકે મૂકેલી વાડકીમાંના પાણીની પણ તડકાની ગરમીથી વરાળ થઇ જાય છે. પણ તે વરાળ ઘણી પાતળી તેથી આંખે દેખાતી નથી.[6] એજ રીતે ખાબો-

૬ When the occasion comes.

૭ સારૂં કરવું to do a good turn.

૧ પાણીની વાડકી, A bowl of water.

૨ નમૂનો.—છોકરો ઘેર જતો દેખાયો, The boy was seen going home.

૩ પાણી ઓછું થતું જાય છે, The water becomes less and less.

૪ ઘણીવારે = ઘણીવાર પછી.

૫ Turns into vapour and disappears.

૬ નમૂનો.—પાણી ઘણું ઉંડું, તેથી તળીયું દેખાતું નથી, The water is very deep and so the bottom is not visible અથવા and so we cannot see the bottom.

ચીઉ, તળાવ, કે દરિયામાંનું પાણી સૂરજની ગરમીથી વરાળ થઇને ઊંચું ગગનમાં ચઢે છે.[૭] આપણે જે વાદળાં દેખીએ છીએ, તે એવી ઊંચે ચઢેલી વરાળનાં થાય છે.[૮] એ વાદળાં ટીપાં થઇ[૯] નીચે પડે છે તેને વરસાદ કહે છે.

# પાઠ ૨૧.

## વરસાદ.—ભાગ ૨.

વરસાદથી સર્વ લોકનું ભલું થાય છે[૧]. વરસાદ ન હોય, તો જાર, બાજરી કે ઘઉં કશુંએ પાકે નહિ.[૨] ઘાસ પણ થાય નહિ.[૨] કૂવા, તળાવ, નદીઓ સૂકાઇ જાય,[૨] તેથી તેમને કાંઠે ખેતર હોય તેને પાણી પાવાનું મળે નહિ,[૩] એટલે (and so) અનાજ બિલકુલ થાય નહિ. પાણી મળવાનાં સાંસાં પડે;[૪] ભોંય સૂકાઇને કઠણ થઇ જાય; ઝાડપાલો પાણી વીના સૂકાઇને મરી જાય. એવું થયું[૫] એટલે માણસ, ઢોર, પશુ, પંખી એ સૌ ભૂખે તરસે મરી જવા માંડે. એવું

---

૭ નમૂનો.—ટાઢથી વરાળ પાણી થઇને વરસાદરૂપે પૃથ્વીપર નીચે પડે છે, On account of the cold vapour becomes water, and falls down on the earth in the form of rain.

૮ એવી રીતે ઉંચે ચઢેલી=ચઢવું અકર્મક ક્રિ૦ છે માટે એનું ભૂ૦ કૃદંત વિશેષણ તરીકે નહિ વપરાય, માટે જે ઉંચે ચઢી છે એમ તરજુમો કરવો.

૯ ટીપાં થઇ=ટીપાંરૂપે.

---

૧ નમૂનો.—નદીથી લોકનું ભલું થાય છે, The people are benefited by the river.

૨ Use Subjunctive Past Tense.

૩ There would be no water to irrigate.

૪ પાણી મળવાના સાંસાં પડે, Drought would ensue.

૫ એવું થયું એટલે=અને જ્યારે એવું બન્યું હોય.

થાય[6] ત્યારે કહે છે જે[7] દુકાળ પડ્યો, માટે વરસાદ વિના બધુંએ ખોટું સમજવું.[8] મેહ આવે છે તેથી ઇશ્વરની કૃપા આપણા પર છે એમ સમજવું; ને એટલા માટે એનો મોટો પાડ માનવો ઘટે છે.[9]

---

## પાઠ ૨૨.

### માખીનું બચ્ચું.

એક નાનું માખીનું બચ્ચું[1] પોતાની માની જોડે ભીંત ઉપર બેઠું હતું. માને ત્યાંથી જવું પડયું[2] તેથી (so) જતી વેળાએ[3] બચ્ચાને કહ્યું, હું હમણા (immediately) આવું છું (=આવીશ), તું અહીંજ બેસજે, હું આવું ત્યાં સુધી જઇશ મા.[4] બચ્ચે પૂછયું, કેમ (વારૂ) બા (mother)?

માખી કહે છે, જો, પેલું ઉકળતું તળાવ જોયું[5]? ચૂલા ઉપર પાણી ઊકળતું હતું તેની ભણી આંગળી કરી દેખાડીને કહ્યું કે, એની પાસે જઇએ તો મહા ખોટું થાય.

---

૬ એવું થાય ત્યારે કહે છે=જ્યારે એવું બને છે ત્યારે કહેવાય છે.

૭ નમૂનો.—કહે છે કે ધરતીકંપારો થયો છે, An earthquake is said to have taken place.

૮ Thus you see that without rain everything would go wrong.

૯ નમૂનો.—મારા ઉપર તેનો ઘણો પાડ છે, He is very kind to me. તેનો પાડ હું માનું છું, I am thankful to him. તેનો ઘણો પાડ હું માનું છું, I am thankful to him for his great kindness.

---

૧ પાઠ ત્રીજો, પહેલા નંબરવાળી ટીકા જુઓ.

૨ નમૂનો.—મારે પાણી ભરવું પડે છે, I have to carry water.

૩ નમૂનો.—આવતી વેળાએ, when coming; ખાતી વેળાએ, when eating.

૪ નમૂનો.—હું કહું ત્યાંસૂધી બેસીશ મા. Do not sit down till I tell you.

૫ જો પેલું ઉકળતું તળાવ જોયું? Do you see yonder boiling pond?

બચ્ચું—કેમ, એની કને જાઉં તો શું ખોટુ થાય[6] ?

મા—એમાં તું પડી જાય, બાપુ (child); એમાં પડે તે (all who) મરી જાય છે, તું ત્યાં જઇશ મા.

બચ્ચું—શાથી પડું, મા[7] ?

મા—તે તો હું નથી જાણુતી, પણુ મેં એવું બહુ જોયું છે, વાસ્તે કહું છું, માટે તારે માનવું. જે માખીનું બચ્ચું ત્યાં ગયું તે તેમાં પડી મુવું છે. કોઇએ (not one) ભોગવ્યું નથી. બચ્ચાના મનમાં શીખામણુ લાગી હશે એવું સમજીને[8] તેની મા ઉડી ગઇ. પછી બચ્ચું (the young fly) માની શીખામણુને હસવા લાગ્યું ને પોતાના મન સાથે બોલ્યું કે, આ ડોશીને બહુજ ફીકર છે, જેમ જેમ એનાં વર્ષ વધે છે, તેમ તેમ એની અક્કલ ઘટે છે[9]. તળાવ કને જરા ઊડું ને રમું એમાં એના બાપની શી પૂંજી જવાની હતી[10] ? શું મારે પાંખ નથી ? ને ઉડતાં નથી આવડતું ? ઘરડાં માણુસોને ડાહી ડાહી વાતો કરવાની બહુ ટેવ હોય છે, પણુ મને તેમના કહ્યા પ્રમાણે કરવું[11] કેમ ગમે ? હું તો મારે[12] ત્યાં જઇશ, જોઉં તો વારૂં[13] શું થાય છે ?

---

૬ What harm is there?

૭ શાથી પડું મા ? Why should I fall in, mother?

૮ The mother thought her child would attend to her advice, and so, &c.

૯ નમૂનો.—જેમ જેમ કોઇના પૈસા વધે છે તેમ તેમ તેનું સુખ વધતું નથી, A man's happiness does not increase as his wealth increases.

૧૦ એમાં તેના બાપની શી પૂંજી જવાની છે? What harm will it do her?

૧૧ નમૂનો.—મહેતાજીના કહ્યા પ્રમાણે કરવું, To do as the teacher says.

૧૨ હું તો મારે is a Gujarati idiom=I will, I am determined.

૧૩ જોઉં તો વારૂ Let us see.

એમ કહીને ઊકળતા પાણીના ચરૂભણી ઉડયું. ત્યાં પહોંચતાંજ ઊની વરાળ લાગી કે તમર ખાઇ[14] ચરૂમાં પડયું. મરતાં મરતાં બોલ્યું કે, જે છોકરાં માબાપનું કહ્યું નથી કરતાં તે આમ દુઃખ પામે છે. અરે! મેં આ શી મૂર્ખાઇ કરી જે માની શીખામણ માની નહિ[15]! માની હોત તો મારી આ વલે થાત નહિ. નાહાન છોકરાંને મા, બાપ, મહેતાજી, કે બીજું કોઇ સારી શીખામણ આપે છે તે કડવી લાગે છે. પોતાને ડાહ્યાં ગણીને શીખામણ માનતાં નથી, ને પોતાની મરજી પ્રમાણે કરે છે[14]. એવાં છોકરાં આ માખીના બચ્ચાની પેઠે દુઃખી થાય છે.

## પાઠ ૨૩.

### ઘાયલ કાપણી કરનાર.

એકવાર ખેતરમાં કાપણી કરતાં એક માણસને દાતરડું વાગ્યું તેથી તેનો હાથ કપાયો.[1] એ ઘા એવો જબરો લાગ્યો કે તેની ધોરી નસ કપાઇ ગઇ. ધોરી નસ ઘણું કરીને શરીરમાં ઘણી ઊંડી હોય છે, અને એ કપાય છે ત્યારે એમાંથી ધડધડ લોહી વહી જાય છે, કેમકે એ નળના જેવી છે. એક હોજમાંથી નળ મૂકેલો હોય તે ફૂટે તો તેમાંથી જેમ પાણી ધડધડ વહી જાય છે તેમજ ધોરી નસમાંથી પણ લોહી વહી જાય છે. હોજને ઠેકાણે હૃદય સમજવું[2] અને નળને ઠેકાણે ધોરી નસ, એટલે હૃદયમાંથી લોહી ધોરી નસ વાટે વહે છે, માટે એ કપાય છે તો ઘણું લોહી નીકળે

---

૧૪ The hot steam made her head dizzy.
૧૫ How foolish I was not to heed my mother's advice.
૧૪ મરજી પ્રમાણે કરે છે, do as they please.
૧ નમુનો.—તેનો હાથ કપાયો—he cut his hand.
૨ Let the reservoir represent the heart, and &c.

છે. એને બંધ કરવાનો ઉપાય એટલોજ છે કે કપાયલા ભાગ અને હૃદયની વચ્ચે દબાણ કરવું, કે તેથી કરીને તે ભાગની તરફ આવતું લોહી બંધ થાય.

પણ પેલા માણુસની ધોરી નસ કપાઇ હતી તેમાંથી ખૂબ લોહી વહી ગયું, તે જોઇને તેની આગળનાં માણુસ ગભરાઇ ગયાં. કેટલાંક દોડાદોડ કરવા મંડ્યાં, અને કેટલાંક તો મૂઢની પેઠે ઉભાંજ[3] થઇ રહ્યાં. એવામાં એક ચંચળ અને જોરાવર છોડી દોડી આવી, અને પોતાના ચણીઆના નાડાનો કડકો કાપીને તે પેલા ઘાની ઉપર ખેંચીને બાંધી લીધો,[4] તેથી લોહી નીકળતું બંધ થયું. તે છોકરીએ જો એમ ન કર્યું હોત[5] તો તે બિચારો મરણ પામત. માટે એવી વખતમાં સૌ જણે સાવચેતી રાખવી, અને તરત ઘટતો ઉપાય કરવો. તરતબુદ્ધિનાં માણુસથી એમ ઘણાના જીવ બચે છે.

## પાઠ ૨૪.

### સળગી ઉઠે ત્યારે શું કરવું[1]?

કોઇને એવી ટેવ હોય છે કે પોતાનાં લૂગડાં સળગેલાં માલમ પડે કે[2] તરત દોડાદોડ કરવા માંડે, ને ઘરમાંથી નીકળી બૂમેબૂમ પાડે, પણ એ ઉપાય કંઇ કામનો નથી. એવી રીતે દોડાદોડ કરવાથી સામા વધારે લૂગડાં સળગી ઉઠે, ને ભડકો થાય, ને તેથી હાથ, મોઢું કે ડીલ સઘળું બળી જાય. સૌથી સારો ઇલાજ એટલોજ કે જે છેડો કે કોર લૂગડાંની સળગી હોય તે હાથેવતી મસળી નાંખવી. તે કરતાં

---

૩ Stood stock-still. ૪ ખેંચીને બાંધ્યા bound it tight.
૫ Use subj. Past Perfect.
૫ આમાં જોઇએનો અર્થ છે માટે ભાગ ૨ ખંડક ૧૩૩ જુઓ.

---

૧ What should be done in case of fire, અથવા What to do when anything takes fire. ૨ કે તરત no sooner...than.

તે વધારે સળગી ઉઠ્યું હોય, તો તે લૂગડું બને તો કાઢી નાખવું, જેવું કે ધોતિયું, પિછોડી, પાઘડી, પણ અંગરખો જ સળગી ઉઠ્યો હોય ત્યારે લાંબા થઇ ભોંય ઉપર સૂઇ જવું, ને આળોટવું. પાસે જો કાંઇ જાડું લૂગડું, કામળો, શેતરંજી કે બીજું એવું જે કંઇ હોય તે પોતાને ડીલે લપેટી લેવું. એ પાસે ન હોય, ત્યારે તો સળગેલો છેડો ભોંયસાથે (against) મસળીને હોલવી નાંખવો. એ પ્રમાણે કરશો તો તે બધું બળતું હોલવાઇ જશે, અને લૂગડાં બળ્યાં તે કરતાં વધારે નુકસાન થશે નહિ, તથા પોતાની જાતે સહી સલામત રહેશો. જો કોઇ તે જગોએ હોય તો તેણે એટલુંજ કરવું કે પેલાનાપર શેતરંજી કે કામળા જેવું જાડું લૂગડું નાંખવું, અને તે ન હોય, તો બળતાં લૂગડાંપર પોશ ભરીને ધૂળ નાંખવી, એટલે બળતું હોલવાઇ જશે.

કોઇ કોઇવાર રસોઇ કરતાં તેલનો પેણો ચૂલે હોય છે, તેમાં પાણીનો છાંટો પડ્યાથી ભડકો ઉઠે છે, તેથી માળ કે છાપરૂં નીચાં હોય તે સળગે છે, ને આગ લાગે છે. એવી વખતે સાવચેતી રાખવી જોઇએ. ભડકો થયો કે[૨] બને તો તરત પેણો હેઠે ઉતારી નાંખવો, તેમ ન થાય તો ટોપલો ભરી ધૂળ કે માટી નાખવી એટલે તરત બળતું હોલવાઇ જાય, ને વધારે નુકસાન નહિ થાય.

---

# પાઠ ૨૫.

## બે બિલાડીઓ ને વાંદરો.

એક ઠેકાણેથી બે બિલાડીઓ એક[૧] રોટલો લાવી, પણ વહેંચતાં વહેંચતાં તે વઢી પડી; પછી તે વઢવાડની પંચાત કરાવવા[૨] માટે

---

૨ નમૂનો.—મહેતાજી બેસે કે બધા વિદ્યાર્થી પાઠ ભણવા માંડે, The teacher is no sooner seated than all the pupils begin to prepare their lessons, અથવા As soon as the teacher sits down, all the pupils, &c. આઠમા પાઠની ૫ મા અંકવાળી ટીકા જુઓ.

---

૧ A loaf of bread. ૨ for the settlement of the quarrel.

એક વાંદરા કને ગઇ, તેણે એમને આવકાર દીધો. બિલાડીઓ બોલી જે આ રોટલાને વાસ્તે અમારે બે જણ વચ્ચે વાંધો પડ્યો છે (to arise), માટે તમે જરા વચ્ચે પડીને એનો તોડ કહાડો તો સારૂં[3]. વાંદરો બોલ્યો, ભલે બાઇઓ, તમે મારે ત્યાં ક્યાંથી[4]? તમારો ન્યાય હું વાજબી રીતે કરીશ, ફીકર રાખશો મા. પછી પેલા રોટલાના બે કડકા કર્યા ને એક ત્રાજુડીનાં પલ્લામાં અક્કેકો નાંખ્યો. એટલે એક પલ્લું નીચું નમ્યું, ત્યારે તેમાંનો કડકો કાઢીને તેમાંથી એક બચકું ખાધું. પછી બાકીનો પાછો પેલા પલ્લામાં મૂક્યો, ત્યારે બીજું પલ્લું નીચું નમ્યું, ત્યારે તેમાંનો કડકો લઇ કરડ્યો. ત્યારે તો બિલાડીઓ મનમાં સમજી[5] ને વાંદરાને કહ્યું, ભાઇ હવે જે છે[6] તે અમને પાછો આપ, અમે અમારી મેળે સમજીશું (to agree). વાંદરે જવાબ દીધો, બાઇઓ, જરા ધીરજ રાખો, ઇનસાફને રાહે ઇનસાફ થશે.[7] એમ કહી બેઉ કડકામાંથી વળી બચકાં ભર્યાં. બિલાડીઓએ ગભરાઇને પેલા વાંદરાને કરગરીને કહ્યું જે, ભાઇ, કેમે કરતાં હવે અમારો છૂટકો કર, ને આ જે કાંઇ થોડું ઘણું રહ્યું છે, તે અમને પાછું આપ. પેલો કહે જે ના, એમ કેમ થાય[8]? મેં આટલી વાર મહેનત કીધી તેનું મારે કાંઇ જોઇએ કે નહિ? માટે

૩ તો સારૂં=મહેરબાની કરીને, therefore be good enough to &c.

૪ My dear ladies, what an honour you have conferred upon me by paying me this visit.

૫ મનમાં સમજી કે દગો છે, saw through the trick.

૬ હવે જે છે=જે બાકી રહ્યું છે તે.

૭ You came for justice, and justice you must have; અથવા Justice must have its course.

૮ એમ કેમ થાય=હું એમ કેમ કરી શકું અથવા I could not think of doing such a thing.

આ જે રહ્યું એ તો મારી મહેનતનું રહ્યું[9], એમાં તમારૂં કાંઇ લાગે વળગે નહિ[10]. એટલું કહીને પેલા બાકીના કડકા ગટ કરી ગયો. ખાઇ રહીને મોઢું ઠાવકું રાખીને (to put on) કહ્યું જે, એનો, તમારી પંચાત (dispute) થઇ ચૂકી. હવે તમારે કશો વાંધો રહ્યો નથી. વાંધાનું જે મૂળ હતું તેનો ઉપાય મેં તમારા દેખતાં કર્યો છે તે તમે જાણો છો. હવે તમે સુખેથી ઘેર જાઓ; વળી કોઇ વખત આવું કામ હોય, તો મને બેલાશક સોંપજો. કહેવત છે કે "બેની લડાઇમાં ત્રીજો ખાઇ જાય.[11]"

---

## પાઠ ૨૬.

### શરીરનાં અંગ.—ભાગ ૧.

માણસ પગવડે ટટાર ઉભું રહે છે. એનું માથું બન્ને ખભાની વચ્ચે ડોક ઉપર ટટાર રહે છે. એને બે હાથ ને બે પગ છે. એ હાથવડે હરેક જણસ ઝાલે છે. એના પગનું તળિયું ભોંયને અડીને રહે છે. માથું જમણી ને ડાબી મેર ફરે છે. માથાનું તાળવું ને બોચીનો ઉપલો ભાગ એ સર્વેને ખોપરી કહે છે. તેના ઉપર વાળ ઉગે છે.[1] એ ખોપરીની માંહે મગજ હોય છે. ખોપરી

---

૯ મહેનતનું રહ્યું=મહેનતને વાસ્તે અથવા મહેનતને બદલે છે.

૧૦ એમાં તમારૂં કાંઇ લાગે વળગે નહિ. You have no right to any of it.

૧૧ અંગ્રેજીમાં એવી કહેવત છે કે, "It was law that did the oyster suck and gave to each a shell."

---

૧. ગુજરાતીમાં (અનેક વચને) માથાના વાળ કહે છે; પણ અંગ્રેજીમાં એક વચને the hair of the head બોલવાનો ધારો છે. જુદા જુદા નિમાળાની ગણત્રી કરવી હોય તો hairs વાપરે, નહિ તો નહિ; વળી શરીરનાં અંગનાં નામ પૂર્વે સર્વનામ ન હોય તો the લગાડવો પડે છે.

જાણે તેનો દાબડો હોય તેમ છે. એ હાડકાના દાબડા ઉપર કાંઇ થોડું ઘણું વાગે[૨] તોપણ માંહે મગજને કંઇ આંચ આવતી નથી.

મોં ઉપર આંખો, નાક, મોઢું, હડપચી અને એકેક પાસે ગાલ હોય છે. આંખ ઉપર પોપચાં છે, ને પોપચાંને પાપણ છે, તેવડે આંખો મીચાય છે, અને ધૂળ કચરો, વા, તથા અતિશે અજવાળાને આંખમાં જતાં એ બહુ ખાળી રાખે છે.[૩] આંખમાંથી જરા જરા પાણી નીકળે છે, તેથી ડોળા ઉપરથી ભીના રહે છે[૪].

આંખો ઉપર ભમર છે, તેથી ઉપર કપાળ આવ્યું. જે કંઇ પાસે હોય, તે માણસ આંખોવડે દેખે છે. અતિશે છેટે ન હોય, તે પણ દેખાય છે. આંખોની વચ્ચે ને બે ગાલોની વચ્ચે નાક છે. એમાંનાં બે કાણાંને નસકોરાં કહે છે. નાકવડે વાસ માલમ પડે છે. નાકની નીચે બાયડાને જે વાળ ઉગે છે તેને મૂછો કહે છે. કોઇ તો મૂછોના થોભા રાખે છે. મોઢાની નીચે હડપચી છે.

## પાઠ ૨૭.

### શરીરનાં અંગ.—ભાગ ૨.

મોઢાની માંહે તાળવું, જીભ, ને દાંત રહેલાં છે. દાંત બે ડાચામાં હારે હારે જડેલા હોય છે, ને તે બે હારો એક એકને લાગે છે. બધા દાંત એક તરેહના નથી. આગલા દાંત એકવડા, ને પાછલા બેવડા છે તેને દાઢો કહે છે. આગલા દાંત કરડવાના કે ઝાલવાના કામમાં

૨ નમૂનો.—મારા માથા ઉપર થોડું ઘણું વાગ્યું I received a slight blow on the head. મારા માથાને ઘણું વાગ્યું I received a severe blow on the head.

૩ નમૂનો.—કઠેરો છોકરાને નીચે પડતાં ખાળી રાખે છે. The railing serves to prevent children from falling down.

૪ ડોળા ઉપરથી ભીના રહે છે. The eyes are kept moist outside, અથવા The surface of the eyes is kept moist.

આવે છે. ચાર રાક્ષીઓ ફાડવાના કામમાં આવે છે. દાઢોવડે તો ચવાય છે. જેમ ઘંટીમાં દાણા દળાઇને તેનો લોટ થાય છે,[1] તેમ જે કાંઇ ખાધામાં આવે છે તે દાઢ તળે ચવાઇને ઝીણું થાય છે. જે ચાવવાનું હોય તેને દાંત વચ્ચે વારે વારે જીભ લાવે છે, ને આખા મોઢામાંથી લાળ[2] છૂટે છે, તેની જોડે મળીને તેને વધારે ઝીણું ને સુંવાળું કરે છે. પછી તે ગટ લઇને ગળે ઉતરીને કોઠામાં જાય છે. ખાધેલું મોઢામાં હોય છે તેટલી વારમાં જીભ ને તાળવું તેનો સ્વાદ લે છે. મોઢું બોલવાનું કામ પણ બજાવે છે.[3] છાતીની નીચે જમણી બાજૂએ ફેફસું છે, તેમાંથી શ્વાસ નીકળે છે. મોઢું, હોઠ, જીભ, દાંત, અને તાળવું એ સૌવડે માણસની વાચા થાય છે.[4]

માણસને નાકવડે વાસની ખબર પડે છે,[5] જીભવડે સ્વાદ સમજાય છે, કાનવડે સંભળાય છે, આંખવડે હરેક વસ્તુનાં રૂપ, રંગ, ને હાલચાલની ખબર પડે છે. બીજી વસ્તુને અડ્યાથી જે ગુણ ખબર પડે તે જાણવા માટે ચામડી કામમાં આવે છે. ઉપર લખ્યા પ્રમાણે વસ્તુનાં રૂપ, સ્વાદ, વાસ વગેરે ગુણ જેથી માલમ પડે છે તેને ઈંદ્રિયો કહે છે. માણસને પાંચ ઈંદ્રિયો છે, તેમનાં નામ, આંખ, કાન, નાક, જીભ, અને ચામડી.

---

૧ નમૂનો.—પાણી ઉકળીને તેની વરાળ થાય છે, Water is heated and becomes steam.

૨ લાળ Saliva.

૩ નમૂનો.—રૂડીલ લખવાનું કામ બજાવે છે, A pencil serves the purpose of writing.

૪ ગુજરાતીમાં એ પ્રમાણે ઘણાં નામ અનુક્રમે હોય તો એ કે સૌ છેવટે આવે છે, પણ અંગ્રેજીમાં એ કે સૌ પહેલે આવે અને પછી છૂટાં નામ આવે, જેમકે—ગાય, વાછરડો, બળદ, ભેંસ, એ સૌને ઢોર કહેછે, All these cows, calves, bullocks, and buffaloes are called cattle.

૫ નાકવડે આપણુંને વાસની ખબર પડે છે, The nose informs us of smell, અથવા we know smell by the nose, અથવા the nose is the organ of smell.

## પાઠ ૨૮.

### બીડનો કૂતરો.

એક કૂતરો ઘાસની ગંજી પર બેઠો હતો. ત્યાં વગડામાં ઘાસનું એક નધણીઆતું બીડ હતું. ત્યાં એક ભૂખી ગાય ઘાસ ખાવાને આવી તે જોઇને કૂતરો તેને ભસવા લાગ્યો, ને તે પાસે આવી, ત્યારે કરડવા દોડ્યો. ગાયે બહુએ કાલાવાલા કર્યા, પણ કૂતરાએ એક તરણું સરખું તેને ખાવા દીધું નહિ. ત્યારે ગાય નિરાશ થઇને પાછી વળી, અને વળતી વેળા કહ્યું કે અરે નીચ, તું આ ઘાસ ખાતો નથી, તને એ કશું ખપનું નથી,[1] તો પણ તું મને ખાવા નથી દેતો. તારા જેવો અદેખો મેં કોઇ દીઠો નથી. આવી રીતે અદેખાઇ કરે છે તેમાં પરમેશ્વર તારૂં શું ભલું કરશે?

આ જોડી કાઢેલી વાત ઉપરથી એવી શીખામણ લેવી કે આપણને કાંઇ ખપ ન આવતું હોય, તે બીજાને વાવરવા દેવું; અદેખાઇ કરવી નહિ. ઉપલી વાતમાં કૂતરાએ કર્યું, તેમ કરવું નહિ. એ જો પોતાના ધણીનું બીડ સાચવવા બેઠો હોત,[2] અને ગાયને ઘાસ ખાવા દીધું ન હોત, તો વાજબી હતું. પણ પોતાને કામ ન લાગે એવી વસ્તુ, જે વાવરવાનો સઘળાનો હક સરખો,[3] તે બીજાને વાવરવા દીધી નહિ, એ ઘણુંજ નીચ કામ કીધું. કોઇને સુખી જોઇને આપણે બળવું નહિ.

---

## પાઠ ૨૯.

### તાંબું ને લોઢું.

તાંબું ઘણા દેશની જમીનમાંથી નીકળે છે (is found). વિલાયતમાં કેટલીક તાંબાની ખાણો છે. તેમાંનુ ઘણું ખરૂં તાંબું

---

૧ એ તને કશું ખપનું નથી, This is of no use to you.
૨ Past Subj. વાપરો.
૩ જે વાવરવાનો સઘળાનો હક સરખો, To use which every one has an equal right.

ગંધક જોડે મળેલું હોય છે. તેને તપાવી ગંધકને જુદો પાડે છે. થોડાં વરસ ઉપર આસ્ટ્રેલિયામાંથી નરદમ તાંબુ નીકળ્યું.

બીજી ધાતુ કરતાં તાંબું માણસે પહેલું[1] વાપરવા માંડયું હશે એવું જણાય છે, કેમકે ઘણુંજ જૂના કાળમાં કાંસાનાં વાસણ અને હથિયાર કરતા હતા. તાંબામાં કલઇનો ભેળ કરવાથી કાંસું થાય છે. કાંસું તાંબાની પેઠે કટાતું નથી. સોના રૂપા કરતાં તાંબું બહુ સોંઘું છે, કેમકે એ ઘણું મળે છે. એક તોલા સોનાનું રૂપું લઇએ તો આશરે પંદર તોલા આવે,[2] ને તાંબું લઇએ તો આશરે હજાર તોલા આવે. તાંબાના પૈસા ને પાઇ પણ થાય છે. વહાણને જીવડાં ન લાગે તથા પાણીમાં રહેલો ભાગ લીસો થાય, માટે તેની બેમેર તાંબાનાં પતરાં જડે છે. એનાં પતરાં કેટલીક તરેહના કોતરવાના કામમાં પણ આવે છે.

સૌ ધાતુઓમાં લોઢું ઘણુંજ ઉપયોગી છે,[3] ને તે ઇશ્વરકૃપાથી ઘણુંજ જડે છે. ઘણાખરા દેશમાં એ નીકળે છે. કેટલાએક પથરા રાતા દિસે છે, તે લોઢાને લીધે. એ બીજી ધાતુઓ જોડે મળેલું હોય છે, તેથી જુદું પાડવાને વિલાયતમાં નીચે લખ્યું છે તેમ કરે છે.

લોઢાના ઝીણા કકડા કરી ભઠ્ઠીમાં નાંખે છે, ને જોડે ચૂનાના પથરા ને વિલાયતી કોયલા નાંખે છે. પછી ભઠ્ઠીમાં બહુજ તાપ

---

૧ નમૂનો.—બીજા જાનવર કરતાં ઘેટું પહેલું વશ કરાયું હશે એવું જણાય છે. It is thought the sheep was the first animal that was tamed; અથવા The sheep is thought to have been the first animal to be tamed.

૨ નમૂનો.—જો એક રૂપિયાના ઘઉં લઇએ તો આશરે ૩૦ શેર આવે, If we bought a rupee's worth of wheat we should get about thirty pounds. ભાગ ૨ ખંડક ૧૧૯ જુઓ.

૩ નમૂનો.—સૌ બોલીઓમાં અંગ્રેજી મને અઘરી માલમ પડે છે, I find English the most difficult language of all.

કરે છે. એથી લોઢું ઓગળી જાય છે; ને ભઠ્ઠીમાં તળે કાણું હોય છે તેમાંથી લોઢાનો રસ નીચે વાસણમાં ઉતરી જાય છે, ને કચરો, પથરા વગેરે રહી જાય છે. તે રસ ઠરે છે ત્યારે એને ભરતરનું લોઢું કહે છે. એ સખ્ત પણ બરડ છે. કઢાયાં વગેરે બીજો સામાન લોઢાનો થાય છે.

એનો ઘાટ ઘડાય એવું કરવા સારૂ એને ફરીથી ગાળે છે, અને દૂધપાક (porridge) ની પેઠે ખૂબ હલાવે છે. છેલ્લે બહાર કાઢી ટાઢું પાડી મોટા હથોડાવતી ખૂબ ટીપે છે, ત્યારે એ ઘડતર લોઢું થાય છે. પછી તેના ખીલા, તાળાં, કડાં, વગેરે સામાન બને છે.

# પાઠ ૩૦.

## માછલી.

માછલાંને પગ હોતા નથી. તેની પીઠમાં ગાંઠાં ગાંઠાંવાળી કરોડ હોય છે. પાણીમાં વા છે તેનો[1] તે શ્વાસ લે છે. આપણને જેમ દમ લેવાને નસકોરાં છે તેમ તેમને નથી, પણ તેના માથા નીચે લૂગડાની ઝાલર જેવું[2] કાંઇ હોય છે તે વતી દમ લે છે. માછલાંને ફુક્કા હોય છે તેમાં દમ ભરે છે,[3] તેથા ફુલે એટલે પાણી ઉપર તરી આવે છે, અને પાણીમાં જતું રહેવું હોય ત્યારે તેને દાબે છે, એટલે તળીએ જઇ બેસે છે. માછલાં બહુ ઈંડાં મૂકે છે. એક જાતની માછલી થાય છે, તે દર વખતે ૪૦ લાખ[4] ઈંડાં મૂકે છે. એટલાં બચ્ચાં જીવે તો પાર વિનાનાં થઇ પડે. પણ બીજી

---

૧ પાણીમાં વા છે તે, The air that is in the water.

૨ આ ઝાલર જેવું છે તેને અંગ્રેજીમાં gills કહે છે; અને માછલાંની પાંખને fin કહે છે.

૩ નમૂનો.—આ પ્યાલામાં પાણી ભરો Fill this cup with water.

૪ ૪૦ લાખ=Four millions..

જાતની માછલી એ ઈંડાંને તથા બચ્ચાં નીકળે છે તેને ખાઇ જાય છે, તેથી ઘણાં વધી પડતાં નથી.

માછલાં ઘણું સાંભળે છે અને ઘણું દેખે છે, પણ તેને કાંઇ અવાજ કરવાની શક્તિ હોય એવું જણાતું નથી;[૫] કેમકે એક જાતનાં માછલાં કોઇ વખત દરિયાપર એટલાં આવે છે કે દરિયામાં અધ ગાઉ સૂધીમાં પાણીપર માછલાં થઇ રહે છે,[૬] પણ તેટલાં બધાં માછલાં છતાં તેનો કાંઇ અવાજ સંભળાતો નથી. તેથી તેને કંઇ અવાજ નહિ હોય એમ લાગે છે. માછલાં નાનાંમાં નાનાં આંગળીનાં ટેરવાં જેટલાં થાય છે, ને મોટાંમાં મોટાં ચાર પાંચ વામ થાય છે. માછલાંને પણ અક્કલ હોય એમ લાગે છે. તે પોતાના રક્ષણ સારૂ તથા પોતાનાં ઈંડાં મૂકવાની સારી જગ્યા ખોળી કાઢવાની બહુ ચિંતા રાખે છે, પણ ઈંડાં મૂક્યા પછી તેની ફીકર તે જરા રાખતાં નથી. એક જાતની માછલી છે તે સમુદ્રનાં ખારા પાણીમાંથી જઇને નદીના ભાઠાની રેતીમાં ઈંડાં મૂકે છે. વળી બીજી જાતની એક માછલી સમુદ્રમાં જે નદી મળતી હોય તેમાં સેંકડો ગાઉ છેટે જઇને ત્યાં ઈંડાં મૂકીને પાછી દરિયામાં આવે છે. કેટલીએક માછલીઓ એક સમુદ્રથી બીજા સમુદ્રમાં વરસો વરસ જાય છે ને આવે છે.

---

## પાઠ ૩૧.

### ઘડીઆળની શીશી.

મામલતદારની કચેરીમાં ને બીજે કોઇ ઠેકાણે જ્યાં સિપાઇનો પહેરો રહે છે, ત્યાં ઘણું કરીને વખત જાણવાને[૧] કાચની શીશીઓ

---

૫ They do not seem to have.

૬ For a mile round they appear on the surface of the sea.

---

૧ વખત જાણવાને, In order to know the time.

હોય છે. તે બે નાની શીશીઓનાં મોં એકઠાં મેળવીને બનાવેલી હોય છે. તેને ફરતું લાકડાનું ચોકઠું જડેલું હોય છે. એ માંહેની એકમાં રેતી ભરેલી હોય છે. તે બે શીશીઓની વચ્ચે ઝીણો વેહ હોય છે, તે વાટે રેતી બીજી શીશીમાં પડે છે. ઘણુંકરીને એ રેતી એક કલાક સુધી ચાલે એટલી[2] ભરેલી હોય છે. ઉપલી શીશી ખાલી થઇ કે ફરીથી તેને ફેરવી મૂકે છે.[3] તે રેતી ઢલવાઇને નીચલીમાં આવે છે. એ પ્રમાણે વારેઘડીએ કરવું પડે છે. એવી શીશીઓ બબે ત્રણ ત્રણ કલાકની કે અરધાં પા કલાકની જેવી કરવી હોય તેવી થાય.

પણ એમાં એટલી માથાકૂટ કે વખતો વખત શીશી ફેરવવી પડે. કોઇ અજાણ્યું માણસ આવીને જુએ તો તેને તો ખબર ન પડે કે એક વાગ્યો છે કે બાર. એ તો જે માણસ વારેઘડીએ ફેરવીને કલાક નોંધી રાખતો હોય તેનેજ માલમ પડે. માટે એવી શીશીઓ મામલતદારની કચેરી વગેરે જ્યાં સિપાઇનો રાત દહાડો પહેરો રહેતો હોય ત્યાં અથવા જે તપાસ રાખતા હોય તેનેજ ઘણી ખપ આવે છે. એવું છે તો પણ એ બહુ કામની ચીજ છે, કેમકે એના સુમાર પરથી[4] કેટલો વખત ગયો તે જણાય છે. જો તેમ નહિ તો એટલું તો ખરૂં કે કલાક કે અરધો કલાક જેટલીવાર આપણે કામ કરવું હોય, તો તેની એનાથી ઠીક ખબર પડે છે.

કેટલા વાગ્યા તે જાણવાને તો મોટાં ને વાગતાં કે નાનાં ઘડિઆળ બહુ કામનાં છે.

---

૨ એક કલાક સુધી ચાલે એટલી રેતી, As much sand as will run for one hour.

૩ નમૂનો.—એક દાખલો કરી રહ્યો કે બીજો માંડે છે. He has no sooner finished one sum than he begins another. As soon as he has done one sum he begins another.

૪ એના સુમાર પરથી, by means of it.

# પાઠ ૩૨.

## માબાપ પર હેત.

જે પહાડના શિખરમાંથી ધૂમાડો, બળતા પથરા, અને ઊનો ઓગળેલો રસ કોઇ વેળાએ ઘણા જોરથી નીકળે છે, તેને જ્વાળામુખી એટલે બળતો પહાડ કહે છે. યુરોપ ખંડના એક દેશમાં ઘણાંએક વરસ ઉપર પહેલાં કદી ન થએલો એવો જોરાવર ધડાકો એવા એક પહાડમાંથી થયો, અને ધગધગતો રસ તેની ચોતરફથી સડસડ કરતો ઉતર્યો, તેથી આખાં ગામનાં ગામ નાશ પામ્યાં[1]. અંગારા અને રાખના ઉડવાથી આકાશ ભરાઇ ગયું. તે વેળાએ આસપાસનાં ગામના લોકો જે પોતાની મોંઘી મોંઘી જણસો સુદ્ધાં જીવ લઇને નાઠા, તેમાં બે જુવાન ભાઇ હતા તે પોતાની પીઠ ઉપર ઘણી જુદી તરેહની દોલત ઊંચકીને દોડ્યા. તે દોલત એવી હતી કે બીજા કશા ઉપાયથી ફરી મળે નહિ; એ દોલત તેનાં માબાપ હતાં, તેમને ખાંધે બેસાડીને તેઓ નાઠા.

એ બે જણાનું આચરણ જોઇને[2] લોકોને ઘણું અચરજ લાગ્યું. જે રસ્તે તે ગયા તે રસ્તે પરમેશ્વરના કરવાથી[3] એવું બન્યું કે આસપાસનું સર્વ બળી ગયું. પણ ઊનો રસ (lava) આવ્યો નહિ, તેથી તે લીલો ને લીલોજ રહ્યો. ત્યાંના લોકો અજ્ઞાની હતા, પણ તેમનાં મન (heart) સારાં હતાં, તેથી તેમણે માન્યું કે આ છોકરાઓના પુણ્યને લીધે ઇશ્વરી ચમત્કારથી આ જગ્યા ઊગરી, અને તે દહાડેથી "ભક્તિમાનનું ક્ષેત્ર[4]" એવું તે ઠેકાણાનું નામ પડ્યું.

---

૧ ગામનાં ગામ નાશ પામ્યાં=ગામો તદન નાશ પામ્યાં.
૨ જોઇને = જ્યારે જોયું.
૩ પરમેશ્વરના કરવાથી એવું બન્યું કે, God so ordered it that.
૪ The Field of the Pious.

# પાઠ ૩૩.

## સાબર જે પાણીમાં જોતું હતું.

કોઇ સાબર પાણીમાં જોતું હતું, તે પાણીમાં પોતાનો પડછાયો પડેલો જોઇને ઘણું રાજી થયું. પછી પગથી તે માથા સુધી નિહાળીને કહે છે:—આ હા! મારા માથા ઉપરનાં શીંગડાંનો ભરાવ કેવો છે! તેથી મારૂં મ્હો ઘણું શોભે છે, એટલું કહેતાં તેની નજર તેના પગ ઉપર પડી. તે ઘણા પાતળા જોઇને કહે છે, મારે સઘળું સારૂં છે, પણ આ પાતળા પગે મને લજવ્યું. મારા પગ એવા કર્યા છે તે કરતાં મુદ્દલે ન હોત તો મારૂં શરીર કેવું સારૂં દેખાત! એમ વિચાર કરે છે, એટલે[2] પાછળથી શિકારી કૂતરા દોડતા આવ્યા, તે જોઇને ત્યાંથી જીવ લઇને નાઠું,[1] અને તેઓ તેને ન દેખે માટે ઝાડીમાં નાસવા લાગ્યું તેથી શીંગડાં એક ઝાડની ડાળીમાં ભરાયાં તે કાઢવા માટે ઘણીએ ખેંચતાણ કરી પણ નીકળ્યાં નહિ, ને કૂતરા આવી પહોંચ્યા તેમણે તેને પકડી મારવા માંડ્યું. તે વખતે પોતાના મનમાં પસ્તાવા લાગ્યું જે, જે પગને હું ધિક્કારતું હતું, અને કહેતું હતું[3] કે તેઓ ન હોત તો સારૂં,[4] તેજ પગે તો મને સંકટમાંથી કાઢયું: પણ જે શીંગડાંની હું બડાઇ કરતું હતું, તેણે મને દુ:ખમાં નાંખ્યું. એ શીંગડાં ન હોત તો કેવું સારૂં થાત! કહેવત છે કે "વખાણી ખીચડી દાંતે વળગે.[5]" આ વાત પરથી સમજવું કે હરેક વસ્તુને વખોડતાં પહેલાં સારી પેઠે વિચાર કરવો જોઇએ, કેમકે અવિચારને લીધે આપણે કેટલીક ફાયદાવાળી વાતને ધિક્કારીને તેની અવગણના કરીએ છીએ, અને શોભાવાળી ચીજો જોઇને તેપર રાજી થઇએ છીએ તો તેથી અંતે હાણ થયા વિના રહેતી નથી.

---

૧ Ran for his life.

૨ એમ વિચાર કરે છે એટલે, Whilst he is making this reflection, અથવા he had scarcely made this reflection when.

૩ અને કહેતું હતું કે=અને જે વિષે કહેતું હતું કે.

૪ તે ન હોત તો સારૂં, I should be better without them.

૫ "Praised khichadi will stick to the teeth." *i. e.* Even what we think most of may soon disappoint us.

# કોષ.

## THE VOCABULARY.

અક્કલ, sense, intelligence.
અકળાવું, not to know what to do.
અકેક, each, each singly.
અકેક જણુ, each one.
અચંબો પામવો, to be astonished.
અછત, scarcity.
અજાણ્યું માણસ, a stranger.
અણુસમજુ, ignorant.
અતિશે, too much.
અતિશે છેટે, at a very great distance.
અદબ રાખવી, to be respectful to.
અદેખાઇ કરવી, to cherish envy, to be envious.
અંદર જવા ના દેવું, to refuse admittance.
અદૃશ્ય invisible.
અનીતિ, vice, immorality.
અનુપકારી, disobliging.
અનુમાન, conclusion.
અનુમાન કરવું, to conclude.
અનેક, several, numerous.
અપરાધ કરવા, to commit sin.
અમર, immortal, undying.
અમિશ્રિત, simple.
અરજી કરવી, to apply for.
અરે, (*noun*) pity.
અરે, (*interj.*) alas.
અરે નીચ, you nasty cur.
અવગણના કરવી, not to appreciate, to depreciate, to undervalue.
અવતરવું, to be born.
અવિચાર, thoughtlessness.
અંશ, a part.
અસર કરવી, to have an influence on.
અસર થવી, to receive an impression, to be impressed by.
અસલ, original.
**આંકડો મારવો,** to sting, to strike with a sting.

આખરે ખરાબ પરિણામ થવું, to come to a bad end.
આગલો દિવસ the previous day, the day before.
આંગળી કરી દેખાડવું, to point at.
આગ્રહ importunity.
આંચ, a shock.
આચરણ, conduct.
આડોશી પાડોશી, all the neighbours.
આત્મા, the soul, spirit.
આધાર, support.
આપણે અહિયાં, with us.
આબરૂ respect.
આમદની, income.
આરામ પામવો, to take repose.
આવકાર દેવો, to welcome.
આળોટવું, to roll about.
ઇંટ પાડવી, to make bricks.
ઇંદ્રી, an organ of sense.
ઇમારતી લક્કડ, timber.
ઉડાઉપણે, extravagantly.
ઉતારૂ, a passenger.
ઉતાવળ, haste, passion.
ઉતાવળ કરવી, to be in a hurry, to make haste.
ઉત્તમ, superior (to).
ઉદાસ, with a heavy heart.
ઉદ્યોગી, diligent, industrious, energetic.
ઉપકાર કરવો, to do good to, to serve.
ઉપકાર માનવો, to thank, to be grateful to.
ઉપર આવવું, to rise to the top.
ઉપાડવું, to keep, to lift.
ઊકળવું, ઊકાળવું, to boil.
ઊકળતું, boiling.
ઊકેલવું, to unwind.
ઊગરવું, to escape.
ઊગવું to rise.
ઊગવું, નીપજવું, to grow.
ઊડાડવું, to fly.
ઊડાવી નાંખવું, to squander.
ઊતરવું, to enter, to descend.
ઊંધું, upside down, with the mouth downwards.
ઊપડવું to start.
ઊપડાવવું, to help to lift up.
ઊભું રહેવું, to stand up, to rise, to get up.
ઊલટું, on the contrary.
એકઠું મેળવવું, to unite, to join.

એક તોલા સોનાનું રૂપું, silver worth a tola of gold.
ઓખાણું, a riddle.
ઓગળવું, to melt.
ઓલવવું, to extinguish, to put out.
ઓલવાવું, to go out, to be extinguished.
ઓળખવું, to recognise.
ઓળખીતો, an acquaintance.
કંઇ ચિંતા નહિ, it's no matter.
કંઇ પીળાશપર, somewhat yellow, yellowish, of a light yellow colour.
કકડો લાડુ, a piece of a "lādu."
કટાવું, to rust.
કંઠી, a necklace.
કડકા થવા, to fall to pieces, to be broken; કરવા, to break into pieces.
કડવું લાગવું, to displease.
કડું, an iron ring.
કડાયું, a boiler.
કદાવર, big, large.
કંદોરો, a waist-band.
કબૂલ કરવું, to agree to, to confess, to promise.
કમાન, an arch.
કરગરવું, to beseech, to entreat.
કરડવું, to gnaw, to bite.
કરડી નજર, a look of displeasure.
કરાવવું, to cause to do.
કરાં, hail, hail-stones.
કરોડ, a fin  કલાઇ, tin.
કલ્લું, an anklet.
કશું, any; કશુંએ, at all; કશું નહિ, none.
કસબ, gold-thread.
કહી આવવું, to go and tell.
કહી રહેવું (કોઇ વાત), to finish telling a story.
કહેવડાવવું, to send word.
કહેવત, a proverb.
કાંઇક somewhat.
કાગળ વહેવાર રાખનાર, a correspondent.
કાટ, rust.
કાઢવું, to take out, to deliver.
કાઢી મૂકવું, to drive out, to turn off, to dismiss.
કાણું કોરવું, to bore a hole.
કાતરવું, to shear; કાતરી લેવું, to shear off.

કાતરવું (દાંતે) to gnaw.
કાંતવું, to spin.
કાતરી નાખવું, to gnaw in pieces.
કાપ, a cut.
કાપણી કરનાર, a reaper.
કાબર, a maina.
કામડી, a slip of bamboo.
કામમાં આવવું, to be used, to be useful.
કામ સારવું, to serve instead of, to serve the purpose of.
કામળી, a shawl, a wrapper.
કાર્થેજીનિઅન લોકો, the Carthaginians.
કામળો, a blanket.
કાલાવાલા કરવા, to beseech, to entreat.
કાંસું, bronze.
કાસદ, a messenger.
કિલ્લો, a castle.
કીમતનું, કીમતવાન, valuable.
કીરપાલ, kind to, gracious.
કુમળું, tender.
કુરકુરીઉં, a pup, a puppy.
કૃપાળુ, merciful, gracious.
કેટલેક દહાડે, in a few days.
કોઇ દહાડાનો વાયદો કરવો, to promise (to pay, to come) on a certain day.
કોઇની માફ માગવી, to apologize, to ask one's pardon.
કોઇનું હોવું, to belong to some one.
કોઇને મ્હોડે સાંભળવું, to hear from somebody.
કોઠો, the stomach.
કોતરવાનું કામ, engraving.
કોપવું, to be angry with.
કોર, gold border.
કોશેટો, a cocoon.
ખગોળવેત્તા, an astronomer.
ખડખડ હસવું, to laugh loud.
ખદખદતું, boiling, scalding hot.
ખપનું, important, useful.
ખબર કરવી, to acquaint.
ખબર પડવી, to come to know.
ખબર મળવી, to receive information about, to be apprised of.
ખબર ન રહેવી–પડવી, to omit to notice.

ખભો, a shoulder.
ખરાબ કરવું, to dirty, to ruin.
ખરાબ રીતે ચાલવું, to conduct oneself badly.
ખરા મનથી, with all (one's) heart.
ખરી રીતે વાપરવું, to make a proper use of.
ખરૂંખોટું, right and wrong.
ખસેડવું, to move, to shove (શવ).
ખાઇને જીવવું, to feed upon.
ખાઇ રહેવું, to finish eating.
ખાતરી હોવી, to be assured, to know certainly.
ખાધેલું, food.
ખાબોચીઉં, a pool.
ખારીલું, vindictive.
ખારેક, a date.
ખાલી જગા, a vacant space.
ખાળવું, to prevent.
ખુશકારક, pleasant.
ખૂબ, a great deal.
ખૂબ ભણવું, to study hard.
ખેંચતાણ કરવી, to pull and tug.
ખેંચી કાઢવું, to pull out.
ખેંચી બાંધવું, to tie tight.
ખેંચી લેવું, to pull up.
ખેતરને પાણી પાવું, to irrigate land.
ખોટુ પડવું, to appear false.
ખોપરી, a skull.
ખોવાવું, to be lost.
ખોળી કાઢવું, to find out, to discover.
ગટ કરી જવું, to eat up, to bolt.
ગટ લેવું, to be swallowed.
ગણવું, to think of, to reckon, to estimate.
ગણિત, mathematics.
ગબડાવવું, to roll.
ગભરાઇ જવું, to be alarmed.
ગમે એટલું કહું તો પણ, no matter what I say.
ગ્રહ, a planet.
ગરીબ, quiet, gentle.
ગરીબડો જેવો ઉંદર, a wretch of a rat.
ગળું, the throat, the gullet.
ગળેપડુ, one who makes a false charge, a false accuser.
ગળ્યું લાગવું, to taste sweet.
ગાંઠા ગાંઠાવાળું, knotted, full of knots.

ગાડી, the train, the railway station.

ગાલ, the cheek.

ગાળ દેવી, to use abusive language.

ગાળવું, to strain.

ગાળા ગાળી, abusive language, scolding.

ગુંચવણ ભરેલું, involved.

ગુણ, a quality, a property.

ગુણ કરવો, to do a good turn to.

ગેલ કરવી, to play.

ગોખલો, a cavity.

ગોઠવવું, to arrange, to dispose.

ગોરૂં, white, fair.

ગોળ, Indian sugar, molasses, jaggery.

ગંજી, a hay-rick, a haystack.

ઘઉંના રંગ જેવી, brown, wheat-coloured.

ઘટતો ઉપાય, a proper remedy.

ઘટા, a close mass of leaves.

ઘડતર, malleable.

ઘડવું, to form, to make.

ઘડિયાળની શીશી, an hourglass, a sand-glass.

ઘણા જૂના કાળમાં, in very remote ages.

ઘણા જોરથી, with much violence.

ઘણી કીમત બેસવી, to cost a great deal.

ઘરધણી, a landlord.

ઘરોબો હોવો, to be intimate with.

ઘાટ, external appearance.

ઘાટ ઘડાય એવું, that may be forged.

ઘાલી દેવું, to draw in.

ઘૂરકવું, to growl at.

ઘેટી, a ewe.

ચકતા જેવું, like a circle, round and flat.

ચટકો ભરવો, to pinch, to bite.

ચઢવું, to become soft and fit for eating, to go up, to ascend.

ચણિયાનું નાડું, the string of a petticoat.

ચતુર, sagacious, intelligent.

ચમત્કારી, wonderful.

ચરૂ, a boiler, a pot.

ચલાવવું, to make to go, to propel.

ચહાવું, to like, to love, to wish, to be fond of.
ચાકરી, a situation.
ચાખવું, to taste.
ચાટલું, a mirror, a looking glass.
ચાદર, a sheet.
ચામડાની પેટી, a trunk.
ચારો, food.
ચાલ, custom.
ચાલવી (ચાલ) to conduct oneself.
ચાલવું, to behave, to conduct oneself, to move, to do.
ચાલવું નહિ, cannot help (with present participle); cannot but (with infinitive).
ચાવવું, to chew.
ચૂકવવું, to let pass.
ચૂકવું, to neglect, to forget.
ચૂકીજવું, to miss.
ચૂલો, a hearth, a grate, a fire-place.
ચૂસવું, to suck.
ચોકઠું, a frame.
ચોંટેલું, adhering.
ચોથે દહાડે, three days ago.
છાજલી, eaves, a roof.
છાંટો, a drop.
છાતી ચલાવવી, to dare; ચલાવાવી, to make bold.
છાનુંમાનું, quietly.
છાંપડો, a shade.
છૂટવું, to get free.
છૂટું કરવું, to set free.
છેડવું, to molest, to injure.
જડવું, to find, (સકર્મક) to be found.
જતન થવું, to be protected.
જન્મખોડ, a natural defect.
જંપવું, to be satisfied.
જબરૂં, large, deep, strong.
જરૂર, necessity, need.
જલદ, strong, sharp.
જવા પામવું, to be admitted, to enter.
જવાબ કાઢવો, to solve.
જવાબ માગવો, to call to account for.
જ્વાળામુખી પર્વત, a volcano.
જાડું, thick, coarse.
જાડું પાટિયું, a thick plank.
જાણવું, to take for.
જાણવું, ધારવું, to conclude.
જાતે, in reality, in their nature.

જાળ નાખવી, to set a net, to lay a snare.
જાળવવું, to protect.
જાહેર, obvious, manifest.
જીવડું, an insect.
જીવતર, life.
જીવતદાન આપવું, to spare one's life.
જીવ લઇને નાસવું, to escape.
જુક્તિ કરવી, to try a plan.
જુદાઇ, distance.
જુદું પાડવું, to separate.
જોખમમાં નાંખવું, to risk, to endanger.
ગ્નાન પામવું, to acquire knowledge.
ઝટ લઇને, instantly, at once, without any trouble.
ઝણઝણાટ કરીને અવાજ, a tinkling noise.
ઝમવું, to pass through, to ooze through.
ઝાકળ, dew.
ઝાંખું, ashamed.
ઝાડપાન, trees and plants.
ઝાંપ, a gin, a snare.
ઝાલવું, to seize, to hold, to lay hold of.
ઝાલર, a fringe.
ઝેર ઉતારવું, to nullify the effects of poison.
ટગરટગર જોવું, to gaze at.
ટટાર, erect, upright.
ટપકું, a drop, a stain.
ટાઢુંપાડવું, to let cool, to cool.
ટાઢે મરવું, to starve with cold, to die of cold.
ટાળવું, to remove, to save from.
ટીપવું, to beat, to hammer.
ટેકાવવું, to rest on.
ટેટા, a berry.
ટેરવું, the end of the finger.
ટેવ પાડવી, to acquire a habit.
ઠપકો દેવો, to reprove.
ઠરવું, to freeze, to congeal, to condense.
ઠરાવવું, to award, to appoint.
ઠલવાવું, to trickle through.
ઠાર, frost.
ઠાવકું મોઢું, a solemn look.
ઠીક કરવું, to arrange.
ઠેકાણું, a place, spot.
ઠોકવું, to knock, to beat.
ડહાપણ, cleverness, wisdom, prudence.
ડાંખળું, a stalk.

ડાઘ, a spot, a stain.
ડાહીવાત, good advice.
ડોક, the neck.
ડોળા, the eye-balls.
ઢોળાવું, to be spilled.
તજવું, to forsake, to renounce, to lay aside.
તડકો, sunshine.
તડકીવેળા during the heat of the day.
તણાઇ જવું, to be carried away.
તત્ક્ષણ, immediately.
તપાવવું, to heat.
તપાસ, inquiry.
તપીજવું, to grow warm.
તમર ખાવાં, to become giddy.
તરણું a straw.
તરણું સરખું, so much as a straw.
તરતબુદ્ધિ, presence of mind.
તર્કશક્તિ, reason.
તરેહતરેહથી, in different ways.
તળીએ બેસવું, to founder.
તાંતણો, a fibre, a thread.
તાપ પડવો, to be hot, to be sultry.
તાંબાકુંડી, a copper-pot.
તાબે થવું, to surrender.
તારણ, salvation.
તારનો સંદેશો, a telegram.
તાલેવર, a wealthy person.
તાસક, a plate.
તાળવું, the palate.
તેડે, on the bank.
તેના જેટલું, as large as that, the size of that.
તેના ચોગણા, four times the number of those, four times as many.
તેના ત્રણગણાં કે ત્રમણાં, thrice the number of those, three times as many as.
તેના બમણા, double the number, twice as many, as many again.
તેનું અર્ધું, half the size of that, half as much as that.
તેનું ચોગણું, four times the size of that, four times as big as.
તેનું દોઢ કે દોઢગણું, half as much (કે large) again as that, larger than that by a half.

તેનું ત્રણગણું, ત્રગણું કે ત્રમણું, thrice the size of that, three times as big as.
તેનું પોણું, a quarter less than that, less than that by a quarter.
તેનું બમણું, double that, twice that, as large again as that, twice the size of that, twice as much as that.
તેનું સવા અથવા તેનાં સવાગણું, a fourth more than that, 25 per cent more than that.
તૈયારી કરવી, to prepare.
તોઇ, gold-border.
તોડ કાઢવો, to decide.
તોરો a gold end.
ત્રાજુડી, a balance, a pair of scales.
થઇ જવું, to become.
થઇ રહેવું, to be formed.
થડ, a stem, the trunk of a tree.
થવું, to become, to grow.
થીર, at rest, motionless.
થુંકી નાખવું, to spit out.
થોભા, whiskers.
દડીઓ, a cup of leaves.
દબાવવું, to press down.
દબાણ, pressure.
દમ લેવો, to breathe.
દયા, kindness, mercy.
દળણું દળવાં, to grind for hire.
દળાવું, to be ground.
દાખલો, an example.
દાડેમ, pomegranate.
દાઢ, a molar.
દાણા, grain, seed.
દાતરડું, a reaping hook, a sickle
દાબડો, a box, a case.
દાબણ કરવું, to apply pressure.
દુકાળ, a famine, a dearth.
દુ:ખ દેવું, to harm, to injure, to give pain.
દુ:ખ પામવું, to suffer.
દષ્ટાંત, an instance.
દેખીતાં=દેખાવમાં in appearance.
દોંગાઇ, craftiness, trickery.
દોડાદોડ કરવી, to run about.
દોરી, thread, twine.
દુર્દશા, a sorry plight.
દુધપાક rice-pudding.
દૂર રહેવું, to avoid.

દોષી, guilty.
દ્વેષકરવો, to cherish enmity, to hate, to abominate.
ધગધગતો, burning, red-hot.
ધડધડ વહેવું, to flow down rapidly.
ધડાકો, an eruption.
ધણીપણું, lordship, mastery.
ધાબળી, a muffler.
ધારણા, an opinion..
ધારીધારીને જોવું, to look at attentively.
ધિક્કારવું, to despise.
ધીરજરાખવી, to be patient.
ધૂમકેતુ, a comet.
ધુમર mist.
નકામું ગણવું, to despise, to regard as useless.
નક્કી થવું, to be certain.
નજર, sight, vision.
નજર ચૂકાવવી, to conceal something from the sight of, to deceive.
નજરમાં આવવું, to like. (સકર્મક).
નજરે પડે એટલે પહોંચવું, to come in sight of.
નદી ઉતરવી, to cross a river.
નધણીઆતું, without an owner, having no owner.
નરક, hell.
નરદમ, pure.
નરમ કરવું, to dilute.
નવાઇ છે, is wonderful.
નવાઇ લાગવી, to be astonished.
નસકોરું, a nostril.
નહાવાનું પાણી, boiling water.
ના કહેવી, to deny, to forbid.
નાખુશ થવું, to be displeased.
નાડી, the pulse.
નાત છુપાવવી, to deny one's caste.
નાદાન, childish, thoughtless.
નાનું ઘડિયાળ, a watch.
નાનું સરખું, small-looking.
નાપસંદ થવું, to be disliked.
નાશ પામવું, to cease to exist, to perish.
નિંદા કરવી, to defame.
નિર્દોષ ઠરાવવું, to clear, to justify.
નિરાશ, disappointment.

નિષ્કલંક, spotless.
નિહાળવું, to gaze at, to look at attentively.
નીકળવું, to go out, to get out, to become, to turn out.
નીચ કામ, a base action.
નીચું નમવું, to bend.
નીચે પાડવું, to pull down.
નીતિ, virtue.
નીવડવું, to turn out.
નુકસાન કરવું, to injure.
નોંધી રાખવું, to mark down, to keep count.
પગ આગળ, at his feet.
પગે લાગવું, to make obeisance.
પગલાં પારખવાં, to track.
પટ, breadth.
પડ, a layer.
પડછાયો, a likeness, an image, a reflection.
પડતું મૂકવું, to leave, to let go, to drop.
પડી જવું, to drop.
પડી રહેવું, to remain confined.
પતરું, a sheet of metal.
પરોઢીએ, at dawn of day.
પલ્લું, a scale.
પવિત્રતા, holiness.
પશુપક્ષી, beasts and birds.
પશ્ચાત્તાપ કરવો, to repent.
પસ્તાવું, to have remorse, to repent.
પહેરવેશ, a dress, costume.
પહેરવું—ઘાલવું, to wear.
પહેરો, a guard.
પહોંચવું(સકર્મક), to receive.
પહો ફાટતાંજ, at dawn of day.
પાકવું, to ripen.
પાંખઆવવી, to be fledged.
પાછલો દાંત, a back tooth.
પાછું વળવું, to be reflected, to return.
પાછું જારી કરવું, to renew.
પાડ માનવો, to thank, to acknowledge one's kindness, to be grateful to.
પાડવું, to throw down, to fell (સકર્મક) trees.
પાંપણ, the eyelashes.
પારખી રાખવું, to observe minutely.
પાર, a bank, a side.
પાલવ, gold-ribbon.

પાલો, herbs.
પાવલી, a four-anna piece.
પાસે પાસે રહેનારા, near neighbours.
પાંસરૂં, straight.
પાળવું, to keep, to rear, to feed, to obey, to fulfil, to observe.
પાળેલાં પ્રાણી, domestic animals.
પૂછડી હલાવવી, to wag the tail.
પૂરૂં કરવું, to maintain, to support.
પેણો, a pan.
પેદા કરનાર, a creator, the Creator.
પેસ નીકળ કરવું, to go in and out.
પૈડાં વગરની ગાડી, a sledge.
પોકેપોક મૂકીને રોવું, to weep aloud.
પોતાની જાતે, one's self, the person himself.
પોપચું, the eyelid.
પોસો, both hands.
પંડે-જાતે, one's self, himself, herself, itself, &c.
પ્રમાણ, proportion.
પ્રમાણિક, upright, honest.
પ્રવાહી, fluid.
પ્રસંગ, an opportunity.
પ્રસન્ન કરવું, to please.
પ્યાલું, a bowl (બોલ).
ફરજ, a duty.
ફર્યાદ કરવી, to lodge a complaint.
ફરીથી બોલી જવું, to say over again.
ફળ થવાં, આવવાં, to bear fruit.
ફાટવું, to split.
ફાટી જવું, to be torn.
ફાંટો, a shoot, a branch.
ફાંફાં મારવાં, to make ineffectual exertions.
ફાયદાવાળું, beneficial.
ફીકર, anxiety, care, concern.
ફીકર રાખવી-હોવી, to be anxious, to think about, to care for.
ફુક્કો, a bladder.
ફૂલવું, to expand, to be distended.
ફેફસાં, the lungs.
ફેલાવું, to spread out.
ફોકટ જવું, to go for nothing.

બક્ષવું, to bestow, to confer on.
બગાડ, mischief.
બચકું ખાવું, to take a bite out of.
બચકું ભરવું, to bite.
બડાઇ મારવી, to boast about, to be proud of.
બદલી થવી, to be transferred.
બદલો વાળવો, to return, to requite.
બધે, everywhere.
બંધ close, shut.
બનાવવું, to form, to make.
બપોર પછી, in the afternoon.
બફારો, sultriness.
બંબાવાળા, the fire brigade.
બંબો, a fire-engine.
બમણવું, to hum.
બરડ, brittle.
બરાડવું, to roar
બહાર ફરવું, to be out.
બહારવટિયો, an outlaw.
બળતો પથરો, a red hot stone.
બળવું, to grieve, to be grieved.
બળી જવું, (પાણી), to evaporate.
બાકું a leak.
બાઝવું, to bear, to produce.
બાઝી પડવું, to cling to.
બાંધણી, structure, construction.
બાંધવું, to tie, to fasten.
બાપડી, a poor girl.
બારણાં, the doors and windows.
બાળી નાખવું, to burn to death, to consume.
બિંબ, a disk.
બીકણ, a coward.
બીડ, a meadow.
બીવું, to be afraid.
બુદ્ધિ, wisdom, nature.
બૂમ પાડવી, to cry out.
બેસવું (જનાવરનું), to lie down.
બેસાડવું, to make sit down, to admit.
બોચી, the back of the head.
બોર, berries.
બોલી, speech.
બોળવું, to dip.
ભક્તિમાનનું ક્ષેત્ર, field of the pious.

ભઠ્ઠી, a furnace.
ભડકો, a flame.
ભમર, the eye-brows.
ભરતનું લોઢું, cast iron.
ભરવું, to embroider, to fill, to pack.
ભરાઇ રહેવું, to remain confined, or concealed
ભરાવવું, to be caught.
ભરોસો રાખવો, to trust to.
ભલું ભુંડું, good and evil.
ભાજી, pot-herbs.
ભાઠું, a sand-bank.
ભાડાનામું a lease.
ભાડું, rent.
ભાતભાતનાં, various, different.
ભાન, knowledge, consciousness.
ભારી, a bundle.
ભુંડી દશા થવી, to fare ill. to go to the dogs.
ભુંડું કરવું, to do ill to, to injure.
ભૂખ લાગવી, to be hungry.
ભૂખે મરવું, to die of hunger.
ભૂખે અધમુઓ થઇ ગયલો, half starved.
ભેળ a mixture.
ભોટીલું, a whelp.
ભોંયરૂં, a cellar.
ભોળું, simple, foolish.
મગજ, the brain.
મંગાવવું, to ask for, to send for.
મછવો, a boat, a lighter.
મઠ, a monastery.
મંદરોશ, slow to anger, forbearing.
મન દઇને, attentively.
મન થવું, to desire, to resolve.
મનમાં કહેવું, to say to one's self.
મનમાં સમજવું, to understand, to acknowledge.
મનમાં હોવું, to intend (એની પછી ઇન્ફિનિટિવ આવશે).
મનાવવું, to convince.
મશ્કરી કરવી, to make fun of.
મહાખોટું, some disaster.
મહારાજ, His Majesty.
મહિમા, glory, greatness.
મહેનતપડવી, to be difficult.
મળતું આવવું, to resemble.
મળવા જવું to go to meet.
માગવું, to want, to wish, to ask for.

માગી લઇ જવું, to borrow.
માઠું લાગવું, to be offended.
માણસનું, human.
માથા ઉપર, over-head.
માથાકૂટ, labour, trouble.
માથાનું તાળવું, the crown of the head.
માંદું પડવું, to be ill.
માન આપવું, to show respect to.
માનવું, to confess, to heed, to believe in.
માફ માગવી, to apologize.
મારા દેખતાં, in my presence.
મારામારી, fighting [sence.
મારી પછવાડે, in my ab-
મારે ત્યાં, at my house, with me"
માલ નથી, it is useless to, there is no use in.
માલ લેવો, to purchase things.
માલમ પડવું, to find.
માવું, to contain, to be contained.
માળામાંથી ચોરી કરવી, to rob birds' nests.
મિશ્રણ, a mixture.
મુડદું, a corpse.
મુસાફરી કરવી, to travel.
મૂછો, moustaches.
મૂછોના થોભા, whiskers.
મૂઠી, a fist.
મૂઢની પેઠે, like a statue.
મૂળ, a cause.
મૂળમાં, originally, at first.
મેળવવું, to obtain, to acquire.
મોંઘી ધાતુ, precious metals.
મોટપણ, manhood.
મોટા થવું, to grow up.
મોટી સવારે, early in the morning.
મોટું વાગતું ઘડિયાળ, a clock.
મોડીરાતસુધી, late at night.
મોડું કરવું, to come late.
મોઢામોઢ, face to face, to his face.
મોઢે ચઢાવવું, to learn by heart, to commit to memory.
મોતીના દાણા, pearls.
મોહર, a mohur.
યુક્તિ, a device, contrivance.
રખેવાળી કરવી, to take care of.

રંગ ચઢાવવો, to dye.
રચના કરવી, to arrange.
રજાઇ, a quilt.
રજા માગવી, to take leave, to say good-bye.
રજ, dust.
રતાંધળો, night-blind.
રમુજ પડવી, to be amused.
રસ્તે ચાલવું, to walk along the road.
રહી જવું, to lose the use of.
રક્ષણ, protection.
રાખી મેલવું, to place.
રાજા, a sovereign.
રાજા સાહેબ, Your Royal Highness.
રાજી, willing.
રાજી થવું, to be pleased, to consent to.
રાજીનામું આપવું, to resign.
રાક્ષી, a canine tooth
રીતભાત, manners and customs.
રેડવું, to pour.
રહેનાર, an inhabitant.
રોકવું, to prevent, to detain.
રોપવું, to plant.
લકવો, paralysis.
લગણ જવું, to reach, to touch.
લજવવું, to make ashamed.
લડવૈયો, a warrior.
લપેટી લેવું, to roll round.
લફંગો, a rascal.
લાગ, an opportunity.
લાગવું, to begin, to touch, to take.
લાગ ફાવવો, to get an opportunity.
લાંબું થઇને સૂઇ જવું, to lie down at one's full length.
લાલાશપર, reddish.
લાળ, saliva, spittle.
લીમડાનું ઝાડ, a neem-tree.
લુચ્ચાઇ, roguery; લુચ્ચું, wicked.
લૂગડાં કાઢવાં, to take off one's clothes.
લૂંટી લેવું, to plunder.
લેખુંઆપવું, to give account to, to be responsible.
લેતા આવવું, to bring.
વખતસર, in time.
વખોડવું, to blame, to condemn
વચમાં પડવું, to interfere.

વડવાઈ, the pendant branches.
વડનું ઝાડ, a banyan tree.
વઢવાડ, strife, quarrelling.
વઢવાડની પંચાયત કરવી, to decide a quarrel, to settle a dispute.
વઢવું, to scold.
વઢીપડવું, to fall out, to quarrel.
વધઘટ, increase or diminution.
વધીપડવું, to increase.
વફાદાર, faithful.
વરસાદની ગર્જના, thunder.
વરાળ, vapour.
વલે, condition.
વહારે ધાવું, to run to one's relief.
વહાણું, winning.
વહેંચવું, to divide.
વળગવું, to seize hold of.
વળગાડવું, to paste.
વાંકું, bent, crooked.
વાઘરી, a bird-catcher, a fowl-keeper.
વાચા, speech, the faculty of speech.
વાટ જોવી, to wait for.
વાઢનાર, a cutter, a feller.
વાણિયો, a merchant, a trader.
વાત કર્યાજ કરવી, to keep on talking.
વાતાવરણ, atmosphere.
વાંધો, a dispute.
વાનાં things.
વાપરવા દેવું, to let one use.
વામ, a fathom.
વાસવું, to shut, to close.
વાળવું, to bend.
વિકાર, evil.
વિદ્યા, a science.
વિલાયત, Europe.
વિલાયતી કોલસા, coals, charcoal.
વીંછી, a scorpion.
વીંજણો, a fan.
વૃથા, for nothing.
વેલો, creeper.
વૈતરો, a porter.
શામળું, dark, black, sable.
શાસ્ત્ર, scriptures.
શિકારી કૂતરો, a hound.
શિખામણ, an advice, a counsel, instruction, a lesson.

**શેખી કરવી**, to boast, to vaunt one's self.
**શેઠ**, a master.
**શેતુર**, a mulberry tree.
**શોક કરવો**, to grieve at.
**શોધ કરવો**, to search.
**શોભવું**, to appear elegant.
**શોભાવાળું**, ornamental.
**શ્વાસોશ્વાસ**, breath.
**સંકટ**, difficulty, trouble, distress.
**સંકડાઇને બેસવું**, to crouch down close.
**સગાંવહાલાં**, relatives and friends.
**સડ સડ કરતું ઉતરવું**, to flow down in streams.
**સઢ**, a sail.
**સતનું ઠેકાણું**, truth.
**સંતોષી**, content.
**સદ્દગુણ**, a virtue, attributes.
**સંપ**, harmony.
**સંપસંપીને રહેવું**, to live in harmony.
**સભા**, an assembly, a congregation.
**સમજણ**, knowledge, intelligence.
**સમજણા થવું**, to come to years of discretion.
**સમજાવવું**, to reason with.
**સરત**, attention, a condition.
**સસલી**, a rabbit.
**સળગેલું**, on fire.
**સહીસલામત**, safe.
**સાક્ષી**, proof, evidence, witness.
**સાચવવું**, to watch, to mind.
**સાજું**, healthy, free from defect.
**સાંઠો**, a stalk.
**સાથી**, a school-fellow.
**સાધુ**, a monk.
**સાબર**, a stag.
**સારા દસ્કત લખવા**, to write a good hand.
**સારૂં માઠું**, good and evil.
**સારૂં સારૂં**, first-rate, the best.
**સારવું**, to serve.
**સાર્થક**, the sum.
**સાવચેતી**, presence of mind.
**સાંસાં**, want, privation.
**સાહેબ લોક**, Europeans.
**સિકંદર**, Alexander the Great.
**સીધું**, provisions.

સુખ કરવું, to be agreeable.
સુખ થવું to live comfortably.
સુખેથી, contented.
સુંઘવાની શક્તિ, scent.
સુમાર, an estimate, reckoning.
સુરવાલ, trowsers, pantaloons.
સુંવાળું, smooth, soft.
સૂકાઇ જવું, to dry up.
સૂઝવું, to see ( સકર્મક ).
સૂતર, thread.
સૂવાડવું, to put to bed.
સૃષ્ટિ, creation, the universe.
સેવા કરવી, to serve.
સોબત, company.
સૌજન, everybody.
સરજવું, to create.
સ્વર, a vowel.
સ્વાદ લાગવું, to have a pleasant taste.
હંકારવું, to steer, to manage to sail.
હડપચી, the chin.
હડસેલો મારીને, with a push.
હદ કરતાં વધારે, too much.
હબશી, an Abyssinian.
હરાવવું, to defeat.
હલકું ગણવું, to despise.
હલાવવું, to move, to wave, to stir.
હલેસાં મારવાં, to row.
હલેસું, an oar.
હવાલે કરવું, to hand over to.
હસવું, to laugh at, to laugh, to scorn.
હાંકનાર, a driver.
હાંક મારવી, to call out, to shout out.
હાણ, loss, evil.
હાથ ઉઠાવવો, to renounce one's claim.
હાથેવતી મસળવું, to rub with the hands.
હાલત, condition.
હાલ્લું, an earthen vessel.
હાલચાલ, motion.
હું તો મારે જઇશ, I shall go.
હેઠે ઉતારી નાંખવું, to take off.
હોજ, a reservoir.